३२५९

# चांपराजहाडो ने सोनराणी.

## नाटक सप्तांकी.



रचीने प्रसिद्ध करनार,

वाघजी आशाराम ओझा.

मोरबी आर्य सूबोध नाटक मंडळीने माटे.



आवृति २ जी.



અમદાવાદ મધ્યે

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટિંગ ઍન્ડ
એજન્સી કંપની "લિમિટેડ" ના
રણછોડલાલ ગંગારામે

સંવત ૧૯૪૪.

કિમ્મત

# અર્પણ પત્રિકા.

પ્રિયમિત્ર ભાઈ વનેચંદ પોપટભાઈ.

**હરીગીતછંદ.**

બહુ બાળપણમાં સ્નેહથી, ભેળા રહી આપણ રમ્યા,
અભ્યાસમાં પણ એક સમયે, એક શાળામાં ભણ્યા,
આપેં વધારી ઉત્તરોત્તર, મિત્રતા સાચી સ્મરૂં,
સન્મિત્ર તમને સ્નેહથી, આ ગ્રંથ હું અર્પણ કરૂં. ૧
સન્મિત્રનાં લક્ષણ બધાં તમ વિશે મૂર્તિમાનછે,
શ્રેયસ સદા આ મિત્રનું, કરવામાં જેનું ધ્યાનછે,
ખામી બતાવી વચન કડવાં, કોછો હિત ચાહી ખરૂં,
સન્મિત્ર તમને સ્નેહથી, આ ગ્રંથ હું અર્પણ કરૂં.
મુજ દોષ ઢાંકો, કિર્ત્તિ દાખો, ગુપ્ત રાખો દિલતણી,
ગુણ પ્રગટ કર્ત્તા, પ્રીત ધર્ત્તા, દૂખહર્ત્તા હરઘડી,
છો છબી નિર્મળ સ્નેહની, નીશદિન નીરખીને
સન્મિત્ર તમને સ્નેહથી, આ ગ્રંથ હું અર્પણ
સન્મિત્ર જગમાં શરિરનો સ્થિતિ ભરૂંસો
નિજ સ્નેહનું સંભારણું કરવાને કીધી
છો પૂર્ણિમાના ચંદ્ર વિનયી, નામ
સન્મિત્ર તમને સ્નેહથી આ ગ્રંથ

# પ્રસ્તાવના.

હે આર્યજનો ! આ ચાંપરાજ હાડાનું નાટક રચી બાહાર પાડ્યા પહેલાં મેં ભર્તૃહરી નાટક બહાર પાડ્યું છે જેમાં અસતીની નિન્દાનું ચિત્ર આપ્યુંછે. તે નાટક બહાર પાડ્યા પછી મારા મનમાં એમ સંકલ્પ થયો કે હવે કોઈ સતીની પ્રસંશાનો પૂર્ણ ચિતાર અપાય એવું નાટક રચવાનો કોઈ પ્રસંગ મળી આવે તો ઠીક. તેવો શોધ કરતાં સતિ પ્રસંશાના શાસ્ત્રોક્ત પ્રસંગમાંથી નાટક આદી રૂપે રચાઈ અનેક પુસ્તકો બાહાર પડ્યાં છે, માટે તેવા વિષયને માટે ઇતિહા-સોમાં શોધ કરી, તો એક ઉત્તમ પ્રસંગ ખરી બનેલી બીનાનો ચાંપરાજહાડો ને સોનરાણીનાં ચરિત્રનો મળી આવ્યો; તે નાટ'
રૂપે રચી મારી મોરબી આર્યસૂબોધ કંપનીને ભજવવા માટે આ'
કર્યો, તે એવા હેતુથી કે જો એ નાટક લોકપ્રિય થાય, અ'
આર્યભાઇઓને પસંદ આવે, તો પછી છપાવી બાહાર
પ્રમાણે નાટક કંપનીએ કાઠીઆવાડ તથા ગુજરાત
શોમાં ભજવ્યું ત્યાંના જોનાર ગૃહસ્થોનાં સર્ટિફીકે
પરથી મારી ઉમેદ પાર પડી છે એમ શમજી તથ
ક્તિ થએલું જોવા સર્વ આર્ય ભાઇઓની
મારા મનને સંતોષની સાથ આ પુસ્તક
ઉદેશ સદગુણી સતી સ્ત્રીઓ કેવી હોય
કેવી સાચી હોય છે, ગમે તેવા સં
જાનું રક્ષણ કરી તે મટાડવા કે
કેવું ધૈર્ય રાખેછે, પોતાના ભર
છુટો કરી ઉગારે છે, એ
અને તેની સાથે આપ
સ્ત્રીઓ થઈ ગઈ છે
હાડા એટ
એવું ઇતિહા
ટક્કર લેતા

સાહેબ તેમના ભરતખંડના ઇતિહાસમાં લખેછે કે તેમનું મૂળ નગર હારાવતી હતું. અને તેમની અસલ ગાદી અજમેરમાં હતી, ઈ. સ. ૧૩૪૨ માં તેમની રાજધાની બુંદીકોટામાં હતી તે આજ સુધી પણ છે. મુગલ સરકારના સુબેદારો પાસેથી રતનભોર નામનો કિલ્લો તેમણે જીતી લીધો હતો. અને જ્યારે અકબર બાદશાહે દિલ્હીને પાય તખ્ત બેસી જેપૂર, જોધપૂર વિગેરેના રજપૂત રાજાઓને જીતી નમાવ્યા, ત્યારે આ હાડા રજપૂતોએ પણ અકબરની સત્તાને કબુલ કરી હતી. તો પણ ઉપરના બેએ જેમ અકબરને દીકરીઓ આપી ખાનપાનાદિકનો વ્યવહાર કર્યો હતો, તેવો વ્યવહાર આ હાડા રજ-
પૂતોએ અકબર બાદશાહની નોકરીમાં હાજર રેહેતાં છતાં ટેક રાખી કર્યો નહોતો. એ બાબતની સાબીતીઓ પણ મળી આવે છે. ઉદે-
રના પ્રતાપસિંહરાણા, જેણે છેવટ સુધી અડગ રહી ક્ષત્રીની નિ-
ર્વીર્ય સાચવી હતી, તેણે જેપૂર જોધપૂરથી ખાનપાનાદિકનો
તજી બુંદીકોટાના રાજા સાથે તે રાખ્યો હતો. અને ભાયાતનો
તેનીજ સાથે રાખ્યો હતો. એ સિવાય આ નાટકમાં પણ
ડાનો પ્રસંગ આવ્યો છે, ત્યાં તેની શૂરવીરપણાની
રૂં અભિમાન, પ્રગટ જણાઈ આવ્યાં વગર રહ્યાં
હાડો અકબરે બાદશાહના વખતમાંજ હતો,
ભાસદ તરીકે બેસનાર એક હતો. એ વાત
થી સિદ્ધ થાયછે. જ્યારે અકબર બાદ-
મહાભારત હોડ થઈ કે ભાટના છો-
? એટલે સરસ્વતિ પ્રસન્ન જન્મ-
ચાલી, ત્યારે ચાંપરાજ એ
એવું લોક કથાના રચનાર
તેમજ કાઠિયાવાડ દેશની

ને નીતિ ઉપદેશનો
ત્યારે શી રીત
ગમાં પવિ-

પ્રતી કેવી નિર્મળ ભક્તિ સદા રાખવી, અને પોતાનો સ્વામિ સંકટમાં આવ્યો હોય ત્યારે હિમ્મત પકડી ન ગભરાતાં તેને તેમાંથી મુક્ત કરવા કેવા ઉપાયો લેવા, ઈત્યાદિક ઘણા હિમ્મતને નીતિના ઉપદેશ મળી શકેછે, પણ એ વિશે સવિસ્તર લખતાં ઘણુંજ લંબાણ થઈ જાય, માટે આ નાટક વાંચી સર્વ આર્ય સ્ત્રીઓ, બેનો, હિતોપદેશ લેશો એમ ગ્રંથકર્ત્તાની વિનતિ છે. સોનરાણી નિયમ પતિવ્રતવ્રત પાળવામાં બહુજ સખ્ત હતાં, એવું તો વિરલ સ્ત્રીઓથી બને છે. આ નાટકના નાયક ચાંપરાજ હાડાએ શેરએક મિયાંના ખોટા પ્રપંચથી સોનરાણીનાં સતીત્વનો પૂરો તપાસ ન કરતાં વહેમ લાવી સાહસ કર્યું છે, અને પાછળથી તેનો ઘણોજ પશ્ચાત્તાપ થયો, માટે તેવી રીતે કોઈ પુરૂષે પોતાની સ્ત્રીની નીતિ વિશે કોઈના પ્રપંચી કથનથી વહેમ ઉત્પન્ન થયો હોય, તો પણ જાતે પુરી તજવીજ પૂછપરછ કર્યા વગર સાહસ કરવું નહીં, પણ આદ્યંત તપાસ કરી ખરી બીનાની ખાતરી થયા પછી આગળ પગલું ભરવું. ચાંપરાજહાડાએ એક તો વખત થોડો ને બીજો ગુસ્સાનો આવેશ, એ બે બાબ લીધે કાંઈ અધુરી તજવીજ કરી એટલો તેને દોષીત ગણી ગણી શકાય; પણ તે સિવાય સર્વે પ્રકારે ચાંપરાજનું શૂ શરણાંગત રક્ષક બીરદ, અનુપકાર પરઉપકાર, ઇ વીર પુરૂષના પુરાં લક્ષણો એક તાજુબી પમા આખા નાટકના પ્રસંગપરથી પ્રદર્શિત થાય છે.

આ નાટકનો પ્રસંગ સર્વત્ર પ્રસિદ્ધ છે બાઇઓને સરલ રીતે સમજાશે એવું સંક્ષેપમાં તારણ આપ્યું નથી.

સતી સોનરાણીએ પોતાન સગાન કળાથી રંજન કરી ઘણુંજ બાહાદૂરીનું કામ લીધે કે રાજાની રાણી હુંશીયાર હોય, તો રજપૂત રાજા

અને રાજાઓ અંતઃપૂરમાં ગાયન સાંભળતા, એમ ઘણા પુરાવા મળી આવે છે. મનુસ્મૃતિમાં ૨૨૫ મા શ્લોકનો ભાવાર્થ.

ત્યાર પછી રાજાએ અંતઃપૂરમાં ગાયન સાંભળવું અને થોડું ભોજન કરવું. અને પછી સુવું. પછી વિશ્રાન્ત એટલે તાજો થઈ પ્રાતઃકાળે વહેલા ઉઠવું.

આવો રીવાજ મનુના વખતથી હોય એમ જણાય છે. તેથી સ્ત્રીઓ નૃત્ય ગાનકળા શીખતી હોય તેમ સિદ્ધ થાય છે.

સતી સોનરાણીએ વારાંગનાનો વેશ ધારણ કર્યો. એ કામ આજના અસતીઓ વારાંગના સબબથી એ વેશ ધારવો એ કદી તેના દરજ્જાથી ઉતરતું કામ ગણે, પણ સોનરાણી જેવી શૂદ્ધ સતી પાસે પોતાના સ્વામીને ઉગારવાના સર્વોત્કૃષ્ટ કામ માટે પોતાના પતિને રંજન કરવા જે કળા મેળવેલી, તે રૂપી રામબાણ જેવું હથીયાર ત્યારે એ ન વાપરે ત્યારે બીજે કયે પ્રસંગે એનો વધારે સારો ઉપયોગ થાત, એની કલ્પના થઈ શકે નહીં-તેમજ આવો અણીનો અને આખા નાટકનો પ્રસંગ જોતાં સોનરાણીએ એ કળા હોત તો તે કાર્ય પાર પડવું મુશ્કેલ હતું. કેમકે રાજાઓને ...નાં કવિતા તથા નૃત્યગાયન વિદ્યા, તમાશા જેવાં બીજા ...ગુસોને માટે થોડાંજ છે. આ સંસારમાં સ્ત્રી પુરૂષના ...રે ગુંથ્યાં છે. તેમાં બંનેનું કર્તવ્ય એ છે કે સંસા... ...ખ આવે, તેમાં સામેલ રહેવું, ને એક બી... ...તિને શીયળવૃત સાચવવા તરફ દ્રષ્ટિ રાખી ...ટમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરવું. સો... ...ને શીખામણ, ચાંપરાજના આચ... ...ને શૂરાતનનો બોધ, પહાડસિંહના ...ળી શકે છે, તે સિવાય રાજા ... દાસીઓ કેવી જોઈએ, ...ર આર્યબંધુઓને એ

...ન કહ્યાં છે. અં-

ગકવિ, અકબર બાદશાહ, ને ચાંપસજ એકી વખતે હતા, ત્યારે તે કવિ આવે વખતે સમયોચીત બોલ્યા વગર રહ્યાજ નહીં હોય એ મતલબપર દ્રષ્ટિ રાખી મેં કવિતો રચી ગંગ કવિના નામથી દાખલ કર્યાં છે. કેમકે તે વિના નાટકના પ્રસંગમાં અનુકૂળ ન આવે, અને અકબર બાદશાહની તારીફીના પહેલાં કવિતોમાં ૪-૫-૬ ૭ એ મૂળ ગંગનાંજ રચેલાં મળ્યાથી લીધાં છે.

પેહેલી આવૃતિમાં વિનતિ કર્યા પ્રમાણે જે જે સદગૃહસ્થો તરફથી મુંને અમૂલ્ય સુચનાઓ મળેલી, તે મુજબ આ બીજી આવૃતિમાં મેં સુધારો કર્યોછે, તથા હવે પછી પણ જે મારા હિતેચ્છુ ગૃહસ્થો સુચના કરશે તે હું ત્રીજી આવૃતિમાં આભારની સાથે અમલમાં લાવીશ.

મોરબી. વાઘજી આશારામ ઓઝા.

તા. ૩૦-૬-૮૭. ગ્રંથકર્તા.



# चांपराजहाडो ने सोनराणी

# नाटक सप्तांकि.

સ્થળ—બુંદીકોટા.

## અંક ૧ લો.

પાત્રજન.

સૂત્રધાર.................................નાટક ભજવી બતાવનાર.
નટી ..................................તેની સ્ત્રી.
ચાંપરાજ..................................બુંદીકોટાનો રાજા.
સુમતિ ..................................તેનો પ્રધાન.
સત્યવક્તા..................................બુંદીકોટાનો એક વિદ્વાન.
ચતુરદાસ.................................એક ગઢવી.
સોનરાણી ..................................ચાંપરાજની સ્ત્રી.
} ..................................તેની દાસીઓ.
..................................દ્વારપાળ.

૩૨૫૯

# ચાંપરાજહાડો ને સોનરાણી નાટક સપ્તાંકિ.

## અંક ૧ લો.

### મંગળાચરણ.

રાગ કલ્યાણ.

વંદન કરૂં વિશ્વપતિ, જય જય પ્રભુ જય તું દે.
જય જય પ્રભુ જય તું દે, સુમતિ સરલ વિજય દે. એ ટેક.
ત્રિગુણ રૂપે તું નિયંતા, ત્રિગુણ રહિત તું છે પિતા;
અકુળ કળા સરવ વ્યાપિ, મંગલપ્રદ સુવર દે, વંદન.
નિગમ નેતી નેતી ગાયે, આગમ સગુણ રૂપે ધાયે;
રૂષી મુની સદા આરાધે, લક્ષ તારો કોઈ ન લે. વંદન.
તુજ સત્તા પ્રકાશે રવી, ગ્રંથ નવીન ગુંથે કવી;
તુજ કૃપાએ સિદ્ધિ સરવ, પ્રગટ આવી ઉભીરે. વંદન.
તુજ સત્તાતણે પ્રકાશે, જડ જગ ચિદ્ રૂપ ભાસે;
અસ્તિ ભાતિ પ્રિય તારૂં, રૂપ સર્વ ગત એ છે. વંદન.
અદભુત આ વિશ્વમાંહી, રચના રચી રમ્ય ચાહી;
પ્રાણી હિતમાં પૂરણ પ્રિતી, ઇચ્છા તુજ અનુપ એ

(નાન્દી થઈ રહ્યા પછી)

સૂત્રધાર—અહો આર્યો! આજે હમો મોરબી નિવાસી શ્રીમાળી બ્રાહ્મણ ગ અપૂર્વ સતી ચરિત્ર નાટક રૂપે ભજ સદ્ગૃહસ્થો એકાગ્રચિત્તે આદ્યંત છે. (પડદા તરફ જોઇને)

**નટી**—( પ્રવેશ કરીને ) આ, આવી પ્રાણનાથ! શી આજ્ઞાછે?

**સૂત્રધાર**—પ્રિયા, આજે આ સભાજનોની આગળ આપણે એક નાટક ભજવી બતાવી તેમની સેવા બજાવવી છે!

**નટી**—બહુ સારૂં, પ્રાણનાથ, આજ્ઞા પ્રમાણે હાજર છું.

**સૂત્રધાર**—ત્યારે સભાજન મનરંજનાર્થે એક સુસ્વર ગાયન કર.

**નટી**—કયા વિષય વિશે ગાઉં?

**સૂત્રધાર**—તારી ઇચ્છામાં આવે તે વિશે.

**નટી**—જેવી આજ્ઞા!

વૈશાખ માસિ વા સન્તિક સમય શોભલા. એ ચાલ.

દંપતિના સ્નેહ કેરી, અજબ ગાંઠ એક;
પ્યાર સુખ ઝરણ જ્યાં, સ્મરણ દીલ નેક. દંપતિ.
વાહ સતી પ્યારે સુંદર, વાહ રમ્ય એ ધ્યાન;
કમળ વદની બોલ શ્રવણ, અમૃત તણું પાન. દંપતિ.
પ્યારીનો પ્રસંગ એક, સ્વર્ગનું ભુવન;
વાહ પતી સ્નેહ રતી, પવિત્ર હૃદય ટેક. દંપતિ.
પ્રાણ પ્યારીનો વિલાસ, શોભીત વસંત વેલી;
દ્રષ્ટિએ આલ્હાદ અતી, મનહર ક્રિડા કેલી. દંપતિ.
જેવી ચાતકને રહેછે, ઘન ઘટા પ્યાસ પેલી;
તેવી ઇચ્છા સતીને રહે, પિયુ મિલનની છેક. દંપતિ.

**સૂત્રધાર**—વાહ! શું સુંદર ગાયન કર્યુંછે! તારૂં આ ગાયન ગ્રહણ મુને એક દંપતીનો સ્નેહ સાંભરી આવ્યો?

**નટી**—કયા દંપતીનો! પ્રાણનાથ!

[illegible]ધાર—આહાહા! તેવીજ તદ્રુપ પ્રિયા!

**ગીતી.**

[illegible]પે, ચાંપરાજહાડો ક્ષત્રી શૂર;
[illegible]ી, સોનરાણી શુદ્ધ પતીવ્રતે પૂર.
[illegible] જાય છે.)
[illegible]તાવના.)

# चांपराजहाडो ने सोनराणी.

# नाटक.

## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—રહસ્યળોપવન.

સોનરાણી, સુબોધા, ચાંપરાજ, સંગીતભદ્રા.

સોનરાણી—(બાગમાં પુષ્પો ચુંટી એકઠાં કરતાં જાઈ વેલીને કદંબ વૃક્ષથી વિટળાયલી જોઇને) વાહા ! જાઈલિતા ! તારાપર મુંને સ્વાભાવીક પ્રેમ ઉત્પન્ન થાયછે, કેમકે આ તારી સખીઓ બીજી વેલો નાના નાના અનેક વૃક્ષોને વળગેલી છે. અને તુંતો એક દ્દઢતાથી આ કદંબનેજ વીંટળાઈ રહીછું !

સુબોધા—(પ્રવેશ કરીને) બાઈ સાહેબ, આપે આજપણ શા માટે તસ્દી લીધી જાતે ! હું પુષ્પો એકઠાં કરત નહીં !

સોનરાણી—તે ખરૂં દાસી, પરંતુ તું કેટલાંક કુસુમ ... કરી નાંખે છે જેથી પ્રાણનાથ માટે મારા મનમાનતા તે... થતા નથી !

સુબોધા—ખરે બાઈ ! એવો મારો દોષ ક...
આપની પતિપ્રતિ ભક્તિનેજ ધન્ય છે !

સોનરાણી—સુબોધા, તુંને કહ્યું ...

સુબોધા—બાઈ સાહેબ, આ...
તમ ભોજન પાનાદિક પસંદ ક...
સુવર્ણ પાત્રમાં પીરશી રાખ...

સખી સંગીતભદ્રાને તૈયાર કરવા કહ્યું છે; માત્ર રાજાજી પધારે ને આપ ચરણોદક ગ્રહણ કરો એટલીજ વાર છે !

**સોનરાણી**— દાસી, કંઈ ખબર આવ્યા છે !

**સુબોધા**—બાઈ સાહેબ વિગ્રહનું તો સમાધાન થયું છે, પણ હજુ પધારવા વિશે કાંઈ સાંભળ્યું નથી.

**સોનરાણી**—તો આજે પણ એમજ, એમના દરશન વિના બધુ વ્યર્થ છે ! અન્ન ગ્રહણ નહીં કરૂં !

**સુબોધા**—બાઈ સાહેબ ! મારે હવે માહારાજને કહેવું પડશે, કેમકે આપ આમ ત્રણ રોજ થયાં મહારાજ "હમણાં આવું છું" એમ કહીને ગયા, તેમાં અન્નપાણી પરિત્યાગ કરીને બેઠાં છો, ને રોજ રોજ નવનવી ભોજન સામગ્રી રદ કરોછો, પણ એતો રાજપ્રકરણનાં કામછે, તો મહારાજને હજાર વખત જવું પડે. માટે કાંઈ બારી રાખી હોય તો ઠીક !

**સોનરાણી**—ખરૂં કહે છે, દાસી, એવી બારીતો જ્યારે પ્રાણપતિ દિલ્હી પધારે છે, ત્યારે લઉંછુંજના ! આતો આ વખત આકસ્માત એમને જવું પડ્યું, તેથી મારાથી કેમ—

**સુબોધા**—આવા પતિવ્રત ધર્મનું ફળ આપ જેવી કોઈ વિરલ સ્ત્રીઓ જાણે છે.

**સોનરાણી**—સુબોધા, એ ફળથી અવધિ છે એ ફળ આગળ ત્રિલોકનું રાજ તુચ્છ માત્ર છે, દાસી, મારે કદી સંકટ સમયે ...ન ઓલંઘવો સુલભ છે, પણ પ્રાણપતિનું વચન ઓલંઘન કરવું ... દુર્લભ છે, તે આપણી વર્ત્તણુંકથી જરાપણ નારાજ થાય ... દેહ સાર્થક મિથ્યા થયું એમ સમજજે.

... ત્યારે બાઈ સાહેબ, આપ વિશ્રાંતિ લઈ જરા ...ડાં કરૂં ! આ કદંબ વૃક્ષ નીચે આરામ લીયો.

... ત્યારે. તું તેમાં પ્રવૃત થા, ને પછી હું પણ

માઢ.

...દી બીલી,

મોગરો ચંપો કેતકી શું શોભીત ચંમેલી. આડોલર ટેક.
એકઠાં તું કર એની હારતો ગુંથે,
પ્રાણપતિ માટે લાવ, કરૂં હું પ્રીતે. આડોલર.
આ સુંદર આરોપું હાર પીયુને ગળે,
સાફલ્ય સેવા મારી થાય, પીયુને મળે. આડોલર.

ત્યારે જો, તું આડોલર, ગુલાબ, ગુલદાવદી પારિજાતક અને પેલી ત્રણ લતાઓનાં પૂષ્પ ચૂંટવા માંડ, અને હું આ કેતકી, ચંમેલી, જાઈ જુઈ માલતિ અને નવમલ્લિકાનાં પુષ્પોનો સંગ્રહ કરૂંછું.

**સુબોધા**—બહુ સારૂં.

(એમ કહી બંને ચુંટવા માંડે છે, ને સોનરાણી ચુંટતાં ચુંટતાં ગાયન ગાય છે.)

ચેન ના પડે દર્શ પિયુ વિના રે. એ ટેક.
દીન રાત, રટું હું નાથ, નાઆ પ્રભાત, મળે મુજ કાન્ત,
રહે ન સુખની સીમારે. ચેન ના પડે.
ભોજન કેમ કરૂં દર્શ પિયુ વિનારે,
પ્રાણાધાર, આવે જે વાર, કરૂં દેદાર, સોહે શૃંગાર,
સફલ જન્મ દર્શ પતીનારે. ચેન ના પડે.

**સુબોધા**— રાગ ઉપરનો.

સજડ સ્નેહ ગાંઠ યોગ્ય દંપતિનીરે. ટેક.
શુદ્ધ નિતી, પ્રીતમ પ્રિતી, ક્ષત્રી રીતી, શોભીત સ્થિતિ,
એ | સરવ રીતી સતીનીરે. સજડ સ્નેહ.
કામ પ્રત્યે જેવી હતી પ્રિત રતીનીરે.
તેવી પ્રિત, છે ઉચિત, એક ચિત્ત, રાખો નિત્ય,
જેમ નળ દમયંતિરે. સજડ.

**નેપથ્યમાં**—મહારાજ, સુબોધાસંગે બાઇસાહે તામંડપ તથા કુસુમકુંજ તરફ પધાર્યાં.

**સોનરાણી**—(એ સાંભળી સુબોધાપ્રતિ) આ બદ્ધા કોની પ્રત્યે વાત કરેછે.

(વળી નેપથ્યમાં શબ્દ સંભળાય છે)

**સોનરાણી**—અરે એ તો આંહી આવતા હોય એમ

ચાંપરાજ—( પ્રવેશ કરીને ) પ્રિયા, દિલગીરછું કે હમણાં આવુંછું એમ કહી ગએલ ને ત્રણ દિવસ થઈ ગયા ! !

સુબોધા ત્રણ ઉપવાસની વાત કહેવા જાયછે, ને રાણી તેને ઈશારતથી અટકાવેછે, )

સોનરાણી—પ્રાણનાથ, તેની કાંઈ ચિંતા નહિ, પ્રજાહિતના કામમાં આપને ગયા વગર છુટકો છે !( સુબોધાપ્રતિ ) દાસી, દ્રાક્ષાવલી મંડપમાં બીછાત તૈયાર કર, હું અને રાજાજી ત્યાં આવીએ છીએ.

સુબોધા—આજ્ઞા મુજબ કરૂંછું.( તે જાયછે અને બીછાત બીછાવેછે, એટલે રાજા રાણી આવીને બેસેછે. )

ચાંપરાજ—કેમ પ્યારી, બે દિવસ જુદા પડયા કે કમલ વદન કરમાયુંજ હોય !

સોનરાણી—રાત્રીએ કમલની શી દશા થાયછે તેની સૂર્યને ક્યાંથી માલમ પડે !

ચાંપરાજ—અને દિવસે તો.—

સોનરાણી—( એમાં પણ લાગુ પડતો પ્રસંગ કાઢીને ) હા, દિવસે કુમોદનીની દશાની ચંદ્રને ક્યાંથી માલુમ હોય !

ચાંપરાજ—( કાંઈ ફળફળાદિક ખાધા પછી રાણી પ્રતિ ) પ્રિયા, તું સંગીતમાં કુશળછું, તો તારે દિલ દિલગીરીમાં રહેવું ન જોઇએ.

સોનરાણી—મારૂં સંગીત કેવળ પ્રાણપતિને રંજન કરવા અર્થે છે, માટે આપ મારી પાસે હો, ત્યારેજ તે સુખદાયક થાય છે, વીજળીનો પ્રકાશ ઘન ઘટાની સાથેજ શોભા લેછે, વિચારી જુઓ.

ચાંપરાજ—હું ન હોઉં તો પણ તારા કંઠની મધુરતા અરત ... એમ જાણું છું.

...ણી—તો એ સુકંઠાલાપ પંચમ સુરમાં બહાર નીકળ... ની હોય ? અરે પ્રાણનાથ, અન્યના સંગીતનું ...ંતમાં મને રૂદનાલાપ જેવુંજ સમજજો.

...) કુલીન કુળમાં આવાંજ શીરત્ન ઉત્પન્ન ...પિતાના બોધને પણ ધન્ય છે !( પ્રકાશ) ... આચરણ મને ચકિત કરી નાખે ...માંજ રહેલીછે !

સોનરાણી—(પોતાના સ્વામીનું ચિત ગાયન તરફ આકર્ષાયું છે એવું જોઇને) પ્રાણનાથ, આપનું આગમન થયા પછી ગાવા માટે મેં એક પદ્ય રચના કાલે બનાવી છે, તે પ્રાણનાથની સાંભળવાની ઇચ્છા હોય તો બોલું.

ચાંપરાજ—જોઉં-કેવીછે, બોલ.

સોનરાણી—( આવાં આસોપાલવનાં ઝાડ કદમ કેરી છાયારે )એ ચાલ.

શુણો પીયુ શરદની આ બાહાર, કે ચાંદની જામીરે,
આવ્યા વિદેશથી પ્રાણનાથ, હર્ષ ઘણું પામીરે,
વેલી સુંદર કેરાં પુષ્પ, ગુંથન કરૂં પ્યારારે,
તેના હાર પરીધાન નાથ, કરો ન્યારા ન્યારારે;
શીવ ગૌરીનું પુજન આજ, કરૂં હું ઉમંગેરે,
આપે અંબાજી આયુષ્ય સૂખ, શાંતિ પિયુ અંગેરે;
રૂતુ રૂતુના અધિક વિલાસ, કરો પ્રભુ મારારે,
વસ્ત્રાલંકાર ધરો મારા નાથ, સુશોભિત સારારે;
કરો નાવણ હવે પ્રાણનાથ, સો ગંધીક વાનેરે,
ચરણોદક પાન બહુ પ્રીતે, કરૂં પછી ધ્યાનેરે,
પછી ભોજન નવીન પ્રકાર, કર્યા ઉછરંગેરે,
તે આરોગો રાજાજી આપ, બેસી જમે સંગેરે;
પછી ન્યાય નીતી પ્રજા હીતમાં પ્રવૃત થાજોરે,
છે આપને પ્રિય અધિક, કચેરીમાં જાજોરે.

ચાંપરાજ— શીખરીણી વૃત.

અહો પ્યારી તારા, મધુર મૃદુસૂ ગાયન થકી,
અતી હર્ષે માઇં, પ્રફુલિત થયું અંતર નકી:
અહો સાચી પ્રેમી, નિરમલ મની શુદ્ધ ૪
રહો તારી સંગે, મુજ હૃદયનો પ્રેમજ

સંગીતભદ્રા—(પ્રવેશ કરીને) મહારૂ ૯"
તો ભોજનશાળામાં પધારો, કેમકે :

ચાંપરાજ—અરે ! એતો"
પહેલાં તું નથીજ જમતી·

સોનરાણી—ચાલો, પ્રાણનાથ.

સુબોધા—સંગીતભદ્રા, તું સત્વર જઇને ભોજન સામગ્રી આ શરદપુનમના પૂર્ણકળાથી પ્રકાશેલા ચંદ્રનાં કિરણો પડવાથી સ્ફટિક શ્વેતતા ધારણ કરી છે જેણે એવા મણી મંદીરની અગાશી કે જ્યાં મેં બાઈસાહેબની પ્રથમની આજ્ઞા મુજબ બીછાનું બીછાવી રાખ્યું છે; તથા કર્પુર, અગરબત્તી સૂવર્ણપાત્રમાં ધરી રાખ્યાં છે, ત્યાં લઈ જા; કેમકે બાઇને આજે ઉમા માહેશ્વર વૃતોદ્યાપન છે, માટે ત્યાં બેસી ભોજન કરશે, તેમજ વૃત ઉજવવાનો પુજાપો પણ સાથે લેતી આવજે.

સંગીતભદ્રા—સખી ત્યારે હું આ સઘળું ત્યાં લઇને આવુંછું.

(તે ગયા પછી)

ચાંપરાજ—પ્રિયા, ચાલો આપણે હવે મણી મંદીરની અગાશીમાં જઇએ.

સોનરાણી—બહુ સારૂં, પ્રાણનાથ, ચાલો. (દાશીપ્રતિ) સુબોધા મણી મંદીર—

સુબોધા—મહારાજ-આમની તરફથી પધારીએ.

(સઉ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—રાજકચેરી.

પાત્ર.

સુમતિ, સત્યવક્તા, ચતુરદાસ, પ્રતિહાર,

બીહાગની ગજલ.

તેં ચડ્યો પ્રહર દીન,
વિસ્તરે પ્રવીણ;
ક્ષણ કર્યાં,
ર્યાં;
યો,

પ્રાયશ્ચિત કરવું, ક્ષત્રી ધર્મજો ગયો;
સર્વ બાબતોનું વિગતે વરણન કરો,
ધર્મ ન્યાય નિતિ વિરૂદ્ધ, પગ નહીં ભરો.
**સુમતિ**—અદલ ન્યાય આપનો છે, બંદીકોટા ભૂપ.
સર્વ ધર્મમાં પ્રવૃતિ આપની અનૂપ,
ધર્મ શુદ્ધ નીતિબોધ, બ્રાહ્મણો કરે;
વણિક પ્રમાણિક પણે, ધંધો આચરે,
થાયછે વિદ્યાલયોમાં, કેળવણી પ્રકાશ;
ધર્મ ન્યાય નિતી ગ્રંથ, વાંચેછે વિલાસ,
હવ્ય કવ્ય યજ્ઞ વિપ્રથી, કરાય છે;
વેદ ધર્મે પિત્રી સુર, તૃપ્ત થાય છે,
શ્રુતિને સ્મૃતિ ધર્મ પાલના કરે;
સર્વ વર્ણ નીતિ ન્યાયને, અનુસરે,
અન્ન દાન અંધ પંગુને, અપાય છે;
રોગીને અશક્તની, ખબર લેવાય છે.
**ચાંપરાજ**—
એટલું છતાં પ્રધાના, મમ પ્રજા દુખી,
કેમ મેઘ નથી વરસતા, ધરા સુકી;
જગતપિતા કેરો કોપ, શું અહીં થયો,
અરર શું વિરૂદ્ધ માર્ગ મેં અહીં ગ્રહ્યો;
**સુમતિ**—
એહ વાતનો ખુલાસો, આપ જો ચહો,
આપણાથી નહીં થશે, તે સત્ય જો કહો;
સત્ય વકતને બોલાવો, સત્ય તે કહે,
આવી શંકા આપનીનો, ભેદ તે લહે;
**ચાંપરાજ**—બહુ સારૂં, ત્યારે, સત્ય
**સુમતિ**—પ્રતિહાર સત્યવક્તને
**પ્રતિહાર**—મહારાજ જાઉ
**ચાંપરાજ**—સુમતિ મ

સુમતિ—મહારાજ સત્યવક્ત ઘણોજ હુંશિયાર તાર્કિક તથાદિર્ઘ દ્રષ્ટિવાળો છે, તેમજ શાસ્ત્રનો આસ્તિક છે; પરંતુ જે વાત પોતાના અનુભવમાં અસંભવિત અને અયોગ્ય લાગેછે તેને એ ગ્રહણ નથી કરતો; એ એક તરેહવાર માણસ છે એનો અભિપ્રાય કોઇની સાથે મળતો નથી આવતો, પણ પરિણામે એનું કહેલુંજ સાચુંઠરેછે.

સત્યવક્ત—(પ્રવેશ કરીને) નેક ન્યાયી પ્રજા હિતકારક રાજાની જય થાઓ।

ચાંપરાજ—બીરાજીએ, સત્યવક્તજી બીરાજીએ।

રાગ ઉપરનો.

સત્યવક્ત કહોને કેમ, મમ પ્રજા દુઃખી;
કેમ મેઘ નથી વરસતા, ધરા સુકી.

સત્યવક્ત— રાગ ઠુમરી.

(કોઇ બાતમેં ડુંઠ રહી એ ચાલ.)

નથી આચરતો નથી આચરતો. ખરો ધર્મ નથી તું આચરતો; ટેક.
તેથી રાજા તુજ પ્રજા દુખીછે, કળિયુગ આવે પ્રવેશ કરતો. નથી.

ચાંપરાજ—સત્યવક્તજી એવા કયા ધર્માચરણ તથા પ્રજાહિત કારક નીતી માર્ગનો મેં ત્યાગ કર્યોછે કે જેથી કરી મારી પ્રજા દિન દિન પ્રતિ વિપત્તિને પ્રાપ્ત થાય છે.

સત્યવક્ત—ખરૂં સાંભળવાની આતુરતા હોય તો સાંભળ રાજા.

ચાંપરાજ—તેટલા માટેજ આપને બોલાવ્યા છે.

ત્યવક્ત— લાવણી.

(અધબીચ મહોબત તોડી એ ચાલ.)

જ, (૨) તું આંખ ઉઘાડી દેખ;
વિચાર કરીને સત્ય ધર્મ તું પેખ.
) કીધી ખુબી કિરતાર;
ં, શી કરણી કરી દયાળ;
જગત દીસે સાક્ષાત;
ખ્યતિની જાત.
ચાર;

શક્તિ તેની જાણશે, ખરી ખુબી તું દિલમાં ધાર.
વળી રૈયતમાં, (૨) જે કહું તે કર ફેરફાર;
પ્રસન્ન તવ જગદીશ થશેને, નહીં સંદેહ લગાર.
છે વહેમી પંથ, (૨) આ જગત વિશે રાજન;
નાબુદ સર્વે તે કરી, જોડ જગકર્તામાં મન.
સહુ પાળે નિતી, (૨) ને સદાચાર શુભ મન;
ખરો એજ નૃપ ધર્મ છે, મમવચન શુણે રાજન.
સ્ત્રી કેળવણી, (૨) થઈ તુજ દેશમાં લોપ;
એ અહિત છે પ્રજા તણું, કિરતારે કીધો કોપ.
વળી બાળ લગ્ન, (૨) ની રીત ચલાવે ચોટ;
નબળી રૈયત નીપજેછે, એ મોટીછે ખોટ.
વળી નાર વિધવા (૨) લઘુવયમાં જે થાય;
જ્ઞાતિબંધથી કરી, બાળાભવ એળે જાય.
જે સુખ આપ્યું, (૨) જગદીશે હાથોહાથ;
તેને ફેંકી દિઓ તમેતો, કોપેછે દીનાનાથ.
તુજ રૈયતમાં, (૨) કન્યાવિક્રય બહુ થાય;
માંસ પુત્રીનું વેચ્યાવત્, વૃદ્ધ ગ્રાહકને ત્યાં જાય.
તે પૈસા લઈ, (૨) માબાપો પ્રીતે ખાય;
એ ઉગ્ર કોપ ક્યારે સમે, પ્રભુ તણો શુણો હે રાય.

**ચાંપરાજ**—મહારાજ ધ્રણી ચાલી ? એટલુંજ કે હજુ બાકીછે ?

**સત્યવક્તા**—હજુ પણ થોડું બાકીછે ન સાંભળ ચાલ્યો જાઉ.

(એમ કહી ઉઠવા જાયછે.)

**ચાંપરાજ**—(હાથ ઝાલીને) નહીં, ન

**સુમતિ**—સત્યવક્તાજી, ગુસ્સે ન

**સત્યવક્તા**—રાજા હું લક્ષ્મ

ભળ મારો ઉપદેશઃ—

રાગ.

(પ્રભુ મહેર કરો હમ ઉપર એ ચાલ.)

નીજ શરીર સુખમાં, તું કાઢેછે બહુ કાળ;
રૈયતની લેતો નથી, પુરેપુરી સંભાળ. શરીર. ટેક.
આ રાજ મળ્યું તે નીજ કમાઈ ન જાણ,
રૈખરેખ માટે પ્રભુએ મુક્યોછે નિરવાણ;
તુજ તીજોરી લક્ષ્મી રૈયત સુખમાં તું નાખ,
રૈયત રાજી ન હોયતો નરકે થઈશ નીપાત;
ઇશ્વરના ઘરથી નથી રંક કોઈ રાય,
એવા હક જગત વિશે બળ કળે બંધાય;
પ્રજા તણી નારીઓછે તારી બાળા બેન,
તારા અધિકારીઓનાં જોતોરે તું ચેન;
કવીની કદર નથી કરતો નરેશ,
સદધર્મ શોધતો નથી તું હે ધરેશ;
નવા કરો નાખઃજતું નાહક ભૂપાળ.
ગરીબોની હાય એવી ન લે થઈ દયાળ;
ચલીતછે રાજ કર નહીં ભુંડાં કામ,
ભોગવીશ એકલો તું તે હરે તમામ;
અમલ અંધ થઈને ઘણો છકી જાછ,
અમૃતા હારીને લઈ વિષ તુંતો પાછ;
તેમાં અકબર ફાવી ગયોછે મુગલ,
ક્ષત્રીનુર ખોયું એતો જાણ તેનું ફળ.

જ—(ગજલ ઇંદ્રસભાની ઢબનાં.)

કત સત્ય કહે, દેશ હીતે વિચાર,
આવે હુંથી, વર્તમાનકાળ;
કામ નથી, શુણો હે રાજન,
પે, રાખો સભાજન.
મારે, કરૂં એ ફેરફાર,
પાળું સાર;

મારી એ પ્રતિજ્ઞા, ન જીવતાં ફરે,
આદરો પ્રયત્ન એવું, સચોટ તું ખરે;

**ચતુરદાસ**—(નેપથ્યમાં) બુંદીકોટા આદી સલામત રહો!
ભલે હાડા! ભલે પુન્યનો પુંજ પ્રગટ થયો!
મેઘરાજાએ મેહેર કરી! ચીરંજીવી ચાંપરાજ,
ચીરંજીવી વંશ ગાદી! (પ્રવેશ કરીને)

**કવિત.**

હાડા રાજા પૂન્ય તેરો પ્રગટ્યો પૂરનચંદ
સોળ કળા ધારી અબ દશા તેરી તરીહે.
મેઘધની ધાર્યા તેસો અનાવૃષ્ટી હુકો અરી,
લીલાલ્હેર દુષ્કાળકી, ફીકર દૂર પરીહે,
બીજુ લી દમક દેખો, હીરાકો હજાર પુંજ,
બરૂન રાજા ધરાપે પ્રસન્નતા ધરીહે;
કેતહે ચતુરદાસ, બુંદીકોટા ભૂપ મની,
મ્હાદેવજી કૃપાએસી, એકા એક કરીહે.

**ઠુમરી.**

(જમુના તટ બંશી બાજ રહી એ ચાલ.)

વરસાદ ચડ્યો, વરસાદ ચડ્યો,
રાજા ચોગરદમ, વરસાદ ચડ્યો; ટેક.
પુન્ય પ્રતાપ એકાએક ક્યાંથી,
આવીને રાજા અત્રે પડ્યો. વરશાદ.

**સુમતિ**—મહારાજ આપે હમણાજ પ્રતિજ્ઞા લીધી તે ફળને લીધે આ શુભ સમાચાર આવ્યો.

**ચતુરદાસ**—
વૃતિ જે રાજા થઈ હોય તારી,
રાખજે એહ વિચાર ખરો.

**સુમતિ**— **ગજલ.**

(ઇંદ્ર સભા)

અતિ ગંભીર અર્થથી

રાજા એહ પુન્ય થકી, મેઘ દ્રષ્ટે થાય.

ચાંપરાજ—

દ્યો ઈનામ દ્યો ઈનામ, દ્યો બક્ષીસપૂર,

સુમતિ—

હુકમ મુજબ વસ્ત્ર આદી, આપું છું હજુર

(બંનેને ઈનામ આપે છે.)

ચાંપરાજ—પ્રધાનજી છ માસની મુદત આજથી બાર દિવસ પછી પુરી થાય છે તેમ મુગલ દરબાર તરફથી કાગળ પણ આવી ગયો છે માટે કાલે હું અહીંથી નીકળવાનો ઇરાદો રાખું છું.

સુમતિ—બહુ સારૂં મહારાજ.

ચાંપરાજ—વાસ્તે તમે અશ્વ રક્ષકને બોલાવી અશ્વ તૈયાર રખાવજો તથા બીજી સઘળી તજવીજ કરાવી વિચાર ભુવનમાં આવજો ત્યાં હું પણ અંતઃપુરમાં થઈને આવું છું.

સુમતિ—હુકમ મુજબ કરૂં છું. (રાજા ઊઠે છે.)

પ્રતિહાર—આસ્તે કદમ મુલાકતસેં કદમ આજુસેં બાજુસેં નજર રખો મહેરબાન.

(સહુ જાય છે.)

### વિષ્કુંભક.

### સ્થળ–રસ્તો.

### પાત્ર–સંગીતભદ્રા.

સંગીતભદ્રા—(પ્રવેશ કરીને સ્વગત) ચાલ હવે બાઈને ખબર દઉં ... કચેરીમાંથી ઉઠ્યા છે, ને હમણાં આંહી પધારશે ચ- ...ોટ આવી વૃષ્ટિ દેશમાં થયાના ખબર આપ્યા, ને તે હાડારાજાના પુન્યથી થઈ એમ પ્રસંશા કરી, ...ધું કે સોનરાણીનો પતિવ્રત ધર્મ સતયુગ વર્તાવે તેવો, ને બ્રહ્માંડ નાયક જગદીશ્વરને ...ાઈ કાલે પ્રાણપતિના નામ સ્મરણની ...માં અનાવૃષ્ટીને માટે જે પ્રાર્થના ...પતીનો સ્નેહ અપૂર્વને સૃષ્ટિ

વિશે એવું જોડું વિરલ હશે. મારાં પણ ધન્યભાગ્ય કે એવી નીતીની મૂર્તિ પાસે સેવામાં રહેવા ઇશ્વર જોગ આપ્યોછે. એના પતિવ્રત ધર્મના સશાસ્ત્ર ભાષણથી હું તો ચકિત ને કૃતારથ થઇછું, પણ હવે વિલંબ ન કરૂં! બાઈ સાહેબ રાહા જોતાં હશે!

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—અંતઃપુર.

પાત્ર.

**સુબોધા, સંગીતભદ્રા, સોનરાણી, ચાંપરાજ.**

(સુબોધા ઊતાવળથી હિંડોળાખાટ બીછાવેછે, એટલામાં સંગીતભદ્રા ત્યાં થઈ જાયછે. ત્યારે તે પોતાની સખીને ઉપરના કામમાં ગુંથાયેલી જોઈને.)

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) અલી સુબોધા આજ તો બહુ કામવાળી થઈ હોય એમ જણાયછે!

**સુબોધા**—સખી બાઈ સાહેબે મુને આજ્ઞા કરીછે કે તું વિલાસગ્રહમાં જઇને હીરા જડીત્ર હીંડોળાખાટ બીછાવી તૈયાર રાખજે, કેમકે મહારાજ હમણાં પધારવાના છે, માટે દેવીની આજ્ઞા મુજબ તે હું દુરસ્ત કરૂંછું, પરંતુ સખી બાઈ સાહેબ સ્નાનગૃહમાંથી બહાર આવ્યાં કે નથી આવ્યાં ભલા?

**સંગીતભદ્રા**—સખી, સ્નાનગૃહમાંથી હમણાં સ્તુતિગૃહમાં ગયાં, અને મને આજ્ઞા કરીછે. કે તું મહારાજ ક્યાં છે, તે તજવીજ કરી આવ.

**સુબોધા**—સખી, આજ બાઇસાહેબ સવારનાં ઉઠયાં છે ત્યારથીજ દિલગીરીમાં છે તો તેનું શું કારણ હશે?

**સંગીતભદ્રા**—કારણ બીજુ શું હોય? મહારાજ દિલ્લી પધારેછે એજ!

**સુબોધા**—એ બંનેનો પ્યાર અનૂપમ છે જરા જુદાં પડેછે કે બીલકુલ ચેન પડતું નથી.

**નેપથ્યમાં**—સંગીતભદ્રા હજુ આવી નહીં?

**સંગીતભદ્રા**—અલી, બાઇસાહેબ અહીંજ આવેછે, હું વાત કરવા રોકાણીછું એ જાણશે તો ગુસ્સે થશે, માટે સત્વર જાઉં.

**સુબોધા**—જા સત્વર, હું પણ કામે લાગું.

(સંગીતભદ્રા જાયછે અને સુબોધા કામે લાગેછે.)

**સોનરાણી**—(પ્રવેશ કરીને) સુબોધા, કેમ બધું કરી રહી?

**સુબોધા**—(સામું જોઈને) હા બાઈ સાહેબ.

**સોનરાણી**—ઠીક ત્યારે. (હાંડોળા ખાટે બેસે છે.)

**સુબોધા**—બાઈ સાહેબ, શી આજ્ઞા છે? હુકમ હોય તો ભોજન તૈયાર કરૂં, આજ ઘણાંજ આપ ચિંતામાં ગમગીન ને કાંઈ બોલતાં નથી!

**સોનરાણી**— ગજલ.

(ઈંદ્રસભાની ઢબની)

દાસીતું જાણે છે હવે, આવ્યા તે છ માસ,
કાલ રાજા જશે દિલ્લી, પાદશાહની પાસ;
નોકરી છ માસની, કરવી પડે છે ત્યાંય,
પુનર દર્શન પતિનાં. થાય ત્યારે થાય;
મારો પતિવ્રત ધર્મ, તુંથી નથી અજાણ,
દુખ આ અથાગ દાસી, કેમ મટે પ્રમાણ.

**સુબોધા**—પુન્યનો પ્રતાપ બાઈ, મુગલ રાજનો,
જેથી ક્ષત્રીઓને ત્રાસ, એહ તાજનો;
વીર પુરૂષ છે રાજન, અતિ પરાક્રમી,
તખત આ વિચારી રહ્યા, મુગલને નમી;
એક શમશેર જો, બજાવે આપ નાથ,
એક વખત દીલ્લી શેહેર, કરે ક્ષત્રી હાથ;
પણ અકબર છે મહા, વિવેકી ભૂપાળ,
ક્ષત્રિ સાથ ક્ષત્રીવટ, રાખેછે સંભાળ;
તેથી મિત્ર તુલ્ય ક્ષત્રી, વરતે તેની સાથ,
પ્રિતિ દીલ્લી તખ્ત પતિ, દેખાડે અગાધ.

ત્યારે બાઈ સાહેબ, મહારાજ કાલે દિલ્લી; તરફ રવાના થવાના

છે, પરંતુ આજનો દિવસ આંહીં છે તો જો, આજ્ઞા હોય તો; સુવસ્ત્રાલંકાર લાવું, તે ધારણ કરો.

**સોનરાણી**—દાસી તું મારી રીતી નથી જાણતો, આ જરિયનની સાડી તથા અલંકાર થોડા ઘણા છે તેનો પણ હવે ત્યાગ કરીશ અને સાત્વિક પોશાક ધારણ કરીશ!

**સુબોધા**—એમ ત્યારે એની શી હરકત છે? દરેક છમાસાએ હવેતો તમે નવો વિશેષ તપ માંડ્યો!

**સોનરાણી**— **રાગ આશા ગોડી.**

શૃંગાર શું હવે સજીયે, શુણરે દાસી શૃંગાર શું હવે સજીએ. ટેક.
સુવસ્ત્રાલંકાર, પિયુજો વિદેશે, વેરી વિકારી સમજીએ; શુ.
સંગીત સાહીત્યો, દુર મુકે જઈ, મિષ્ટાન પાન હવે તજીએ; શુ.
કઠણ પતિવ્રત ધર્મ છે મારો, એક ચિત્તે હરી ભજીએ; શુણરે.

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) બાઈ સાહેબ, મહારાજ કચેરીમાંથી હમણા ઉઠ્યા અને આહી આવેછે, એવા ચતુરદાસ બારોટ તરફથી ખબરે મળ્યા.

**સોનરાણી**—ત્યારે તો હમણા આવશે!

**સુબોધા**—બાઈ સાહેબ, ત્યારે ભોજનને માટે શી આજ્ઞાછે!

**સોનરાણી**— **ગજલ.**

(ઈંદ્ર સભાની ઢબની.)

ખાન પાન વિધી દાસી, વિરહી આ છમાસ,
કરછ તેમ કરજે હવે, ચિત્ત થયું ઉદાસ;
કુમકુમ આ દર્શદાસી, જા અહીંથી લઈ,
મુગલ નોકરીની વેળા, પીયુ મારાને થઈ.

**નેપથ્યમાં**—આરતે કદમ મુલાકતસેં કદમ આજુસેં બાજુસેં નિગાહ રખો મહેરબાન?

**સોનરાણી**—દાસી, પ્રાણનાથ પધાર્યા!

**ચાંપરાજ**—(પ્રવેશ કરીને) પ્રિયા આજ તમારી મુખ મુદ્રાપરથી જણાય છે કે તમે ઘણાજ ઊંડા વિચારમાં છો.

**સોનરાણી**—બીજો કયો વિચાર હોય માત્ર આપ—

**ચાંપરાજ—** **ગજલ.**

(ઇંદ્ર સભાની ઢબની.)

શુણ પ્રિયા છે દિવસ બાર, બાકી આ છમાસ,
દિલ્લી પહોંચવું છે મારે, થઈશ ના ઉદાસ;
ખાન પાન તજીશ નહીં, હઠ ન કરીએ નાર,
શરીર તુજ તવાય છે, હું આવુંછું જે વાર;
માટે મારા સમજો તજવું, ઘઊં ને બાજરી,
ફક્ત જ્વારે છાશથી. ન શક્તિરે જરી;
પ્રિતિ તારી ટેક તારી, શંકા નહીં લગાર,
મનની જે પવિત્રતા, તેછે મન મોઝાર;
પ્રિયા આમ યોગીવત, દેહ દમતી કેમ.
એહ ભૂલ તુંમાં ગણું, રહેવું કુશળ ક્ષેમ;
તો આ પરાધીન પણું, જાશે કોઇક દીન,
વખત જોઈ વરતે નરજે, નિતીમાં પ્રવિણ.

એટલા માટે હે પ્રિયા તમારે સારાં સારાં ખાન પાનનો ત્યાગ નહીં કરવો, તથા સુવસ્ત્રાલંકાર ધારણ કરવાં, કેમકે તમારૂં દિલજો પવિત્ર છે તો આ વસ્ત્રાલંકારથી કાંઈ નિતી વિરૂદ્ધ નથી થતું.

**સોનરાણી—** **રાગ કલ્યાણ.** (ઇંગ્રેજી રાહ.)

( શ્રી જગતપતિ પ્રભુ આપ સન્મતી, એ ચાલ. )

પ્યારા મારા અહો, એ નહીં મુંને કહો,
મારી રીતિ પાળવા, રજા મુંને દીઓ; ટેક.
નીલમ કંકણ આ પહેરૂંતો, જાણો હાથકડી,
સાડી જરીયન તમ દરશન વણ, બાળે ફરી ફરી; પ્યારા.
મુક્તા માળા આ રાખુંતો, ઉરમાં ઉપજે તાપ,
ઝાંઝર પગમાં આ ઘાલુંતો, બેડી વત પરીતાપ; પ્યારા.
અંજન નેત્ર વિષે આજુંતો, ચક્ષ અંધ હું થામ,
કુમકુમ ચાંલ્લો તમ દરશન વણ, દેખું જાણે ડામ; પ્યારા.

આર્ય તેની સાથે બીજી પણ એક વિનતિ છે.

**ચાંપરાજ—**શું છે બોલો ?

સોનરાણી—    રાગ.

(શીવ ધનુ કઠન કઠોરરે માઈ એ ચાલ.)

કહોતો રાજા સાથે હું આવું,
બખ્તર પહેરીને એને હરાવું; ટેક.
તમારો વિયોગ છે અતિ દુખદાયક,
ઝેર થતું નિત્ય, વસવુંને ખાવું; કહોતો.
આરે શરીરથી દિલ્લી પતિનું,
કગ ખળ કરી હું શીશ ઉડાવું. કહોતો રાજા.
શરીર પડે તો શુંરે થયુંરે,
આમ પરાધીન પ્યારા શું થાવું. કહોતો રાજા,

ચાંપરાજ—    ગજલ.

(ઈંદ્રસભાની ઢબની.)

સોઢા રાજ પુત્રની તું, પુત્રી મારા પ્રાણ;
રૂપ શૌર્ય ગુણમાં તુંતો, ઓછી નથી જાણ.
પણ આ હાડા કેરૂં શૌર્ય, જાણ્યું તેં નહીં;
ખાડા કદી ખસશે, પણ હાડા ખસશે નહીં.
કેતો બેગમ પાદશાહની, અહીં હાજર કરૂં;
દિલ્લી તખ્તપતિ મારી, પગ અહીં ધરૂં.
મુજ પરાક્રમ તારી પાસે, કહેવું નહીં યોગ્ય;
સાંભળે એવું તો નકી, હાંસી કરે લોક.
માટે સમય વિચારીને, રહે તું અહીં નાર;
તુજ પતિવ્રત સાચવીને, ભક્તિનો વિચાર.
માસ જે છ માસ તે, વિતી જતાં નવાર;
પ્રિયા ન ઉદાસ થઇશ, વહેલો આવીશ નાર.
અવર વાત એછે પ્રિયા, દિલ્લી તખ્ત રાય;
ઘણા સ્નેહે વરતે જાણે, મિત્ર એ કહેવાય.
જેથી અરૂચી હમોને, નવ કદી થતી;
આજ પ્રબલ જાણી એનું, કરીએ ત્યાં ગતી.

સોનરાણી—બહુ સારૂં, પરંતુ

## મુલતાની બરવાની ઠુમરી.

( જનમો જનમ ગુન માંનુ મેં તેરા. એ ચાલ. )

વખતો વખત તમ પામું હું દરશન,
તો દિન સુખથી, કાઢું હો પીયુ; વખતો. ટેક.
આપવિના પલ એક ન જાયે,
કોણ આધારથી, જીવું હું પીયું. વખતો.
નિશાની તમારી કટાર રૂમાલની,
દ્યોતો પુજાથી, દિન કાઢું હો પીયું. વખતો.
ખટમાસ પહેલાં, આવજો સ્વામી;
નહીં આવો તો, તન પાડું હો પીયું. વખતો.

પ્રાણનાથ, આપે મુને કહ્યું કે સુવસ્ત્રાલંકાર ધારણ કર, તથા સારાં સારાં ખાનપાનાદિક ગ્રહણ કર તો એ વાત આપ વિદેશ જાઓ અને મુંને સોહે, એવું કદી ન બને, માટે આર્ય એ આજ્ઞા આપ રદ કરો; તેમજ છ માસની મુદત પહેલાં ત્યાંથી આમની તરફ પ્રયાણ કરવું, એવા મારા સોગન ખાઓ.

ચાંપરાજ—બહુ સારૂં પ્યારી, તમારો દુરાગ્રહ છે તો તમારી મરજી મુજબ જે વૃત ધર્માચરણ પાળવું હોય તે નિરસંદેહ પાળજો; અને આ રૂમાલ તથા મારી પ્યારી વસ્તુ કટારે તમારી માગણી મુજબ તમને આપુંછું, તે પ્રાણ સમાન સમજીને એનું રક્ષણ કરજો, તથા મરણ પ્રાય સંકટ હોય તોપણ ક્ષત્રી નારીવટ રાખી આનાથી અલગ કદી થશો નહીં, અને હું છ મહીના પહેલાં અહીં નહીં આવી શકું તે સમજી રાખજો.

સોનરાણી—ઠીક, પ્રાણનાથ. પણ-( ગળે વળગીને )

### રાગ સોરઠ.

પીયુ મારા વચને પળજોરે, ભરથાર વેરીશ વળજો; પીયું, ટેક.
પરાક્રમી છો પ્રિતમ મારા, શત્રુને શાણા છળજોરે. ભરથાર.
શુદ્ધ ભક્તિ પ્રભુ પેખજો મારી, પુન્ય પતિવ્રત ફળજોરે. ભરથાર.

ચાંપરાજ—( રાણીનાં આંસુ લુઇને ) પ્રિયા, તમારાથી જુદા પડ-

વાનો વખત હવે જેમ જેમ નજીક આવતો જાયછે તેમ તેમ મારૂં અંતઃકરણ વધારે દુઃખીત થાયછે તેમાં આમ તમને શોચ કરતાં જોઈ મુંને વધારે દિલગીરી થાયછે માટે શોક ક્ષમા રાખો તો સારૂં, અલબત વિયોગ એ ઓછું દુઃખતો નથી તોપણ લાચારછું કે ગયા વિના ચાલે તેમ નથી, તેમ તમે પણ ક્યાં અજાણ્યાંછો કે મારે આ કહેવાની જરૂર પડે! હવે તમે સત્વર ભોજનશાળામાં જઈ ભોજન તૈયાર કરાવો એટલામાં વિચારભુવનમાં પ્રધાનજીને મેં બોલાવ્યાછે તો મારા ગયા પછી રાજ્યની કેવી રીતે વ્યવસ્થા કરવી તે વિશેની સુચના કરીને ત્યાં આવુંછું, મારા ગયા પછી કોઈ વાતમાં પ્રધાનજીને હરકત ન કરવી, તેમ તમારે પણ તમામ દેખરેખ રાખવી, અને પ્રજાને દુઃખ થાય તેવું કાર્ય કોઇના તરફથી ન થવા દેવું.

સોનરાણી—બહુ સારૂં, પ્રાણનાથ.

(રાજા જાયછે અને તેના ગયા પછી) દાસી

સંગીતભદ્રા—આજ્ઞા, બાઇસાહેબ.

સોનરાણી—આજ સ્વામીનાથને માટે હુંજ સ્વહસ્તે ભોજન સામગ્રી બનાવીશ માટે ચાલ ભોજનશાળામાં જઇએ.

સંગીતભદ્રા—બાઇસાહેબ ચાલો, આ રસ્તે પધારીએ.

(સહુ નીકળી જાયછે.)



# ચાંપરાજ હાડો ને સોનરાણી

# નાટક સપ્તાંકિ.

## અંક ૨ જો.

### સ્થળ—દીલ્હી.

પાત્રજન.

| | |
|---|---|
| અકબર | દિલ્હીનો બાદશાહ. |
| બીરબલ | તેનો પ્રધાન. |
| લક્ષ્મિદાસ | એક ભિક્ષુક બ્રાહ્મણ. |
| પહાડસિંહ | અકબરનો એક ઉમરાવ ને ચાંપરાજનો મિત્ર. |
| વિમળમતિ | તેની સ્ત્રી. |
| વિજયસિંહ | તેનો દીકરો. |
| જાનબીબી | અકબરના જનાનાની ગોલી |
| ચાંપરાજ | બુંદીકોટાનો રાજા. |
| શરેબેક | અમીર વર્ગનો એક મીયાં. |
| લાલખાં, કમાલખાં | સદર. |
| ખાનખાનાન, ટોડરમલ, માનસિંહ | અકબરના સરદાર. |
| પૃથુરાજ | બીકાનેરનો રાજા ને પ્રતાપરાણાનો મિત્ર. |
| ગંગકવિ | અકબરનો રાજ કવિ. વિદુષક, પ્રતિહાર વગેરે. |

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો

### સ્થળ–દિલ્હીમાં રાજમેહેલ.

પાત્ર

**અકબર, બીરબલ, વિદુષક, લક્ષ્મિદાસ, પ્રતિહાર.**

**અકબર**—બીરબલ, જમાબંદીકે તીનકાનુન બાંધેહે, લેકીન રૈયતમેં કુછ ખુમાટ હોવેતો તીલાશ રખની.

**બીરબલ**—ખુદાવીંદ, યહ કાનુનસેં સબ રૈયત ખુશહે કયુંકે આપને દર બહોત કમી કીયાહે.

**અકબર**—બીરબલ. ફૈજી ઓર અબુફજલકું હિંદુ ધર્મકે ગ્રંથ જો રામાયન ઓર મહાભારતહે ઉસકા ફારશિ ઝીબાનમેં તરજુમા કરનેકું દીયાહે સો તૈયાર કીયાહે કે નાહીં?

**બીરબલ**—જહાં પનાહ, આધા તરજુમાં હો ગયાહે, મગર ઉસ અરસેમ જો નામદારને બઇબલકા તરજુમાં વો ફીરંગી પાદરીકું કરનેકા ફરમાયાહે ઉસકી મદદમેં ભેજેહે.

**અકબર**—કલરોજ વો સન્યાસી, ઓર પાદરી દોનુ બીચ જો ધર્મકી ચર્ચા લખાનસેં હુઇથી ઉસકા છેવટ ક્યા નિર્નય હુવા?

**બીરબલ**—નામદાર, જગકર્ત્તા પરમેશ્વરને યહ દુનિયા બહોત કારીગરીસેં ઓર સ્વેચ્છાસે બનાઇહે વો બાત બીન અંદેશે મુકરર હોગઇ, મગર પુનર્જન્મકી તકરાર અબ ચલતીહે.

**અકબર**—ઉસ દીન જો હિંદુકી ઓરત સતી હોને ચલીથી ઉસકા ક્યા ખબરહે?

**બીરબલ**—નામદાર, મીરઝાખાં ઓર જેનખાંને એસા ખબર ભેજાહેકે વો ઓરતકા એક પાંઉ થોરાસા જલ ગયા, ફીર હમ જા પહુંચે ઓર ઉસકું બચાલી ઓર અબ દવાખાનેમેં ઓષધ જારીહે.

**અકબર**—બીરબલ, તેં હાજર જવાબમેં બડા હુંશિયાર હે.

**બીરબલ**—ખુદાવીંદ, મેં ક્યા હુંશિયાર હું જૈસા આપકા સવાલ

વેસા મેરા જવાબ, ઈતની મેરેમેં જાનબુજ ન હોવે તો ફીર નામદાર કે પાસ કચેરીમેં બેઠને લાયકભી કેસે હોઉં!

**પ્રતિહાર**—(પ્રવેશ કરીને) ખુદાવીંદ, એક બમન આયાહે સો કચેરીમેં આને મંગતાહે.

**અકબર**—આનેદો.

**બીરબલ**—ઇસમેં રજા લેને કયું આતાહે?

**વિદુષક**—ફકીર હોય તો રજા લેવા આવવું; અને હિંદુ હોય તો ન આવવું.

**અકબર**—વિદુષક, મેરી સમુજમેં આયાહે, બીરબલભી હિંદુ ઓર તું ભી હિંદુ?

**વિદુષક**—ના સાહેબ એમાં જ્ઞાતિભેદનું કાંઈ નથી હુંતો જાતનો બ્રાહ્મણ, બ્રાહ્મણ, બ્રાહ્મણનુંતો ખોદીયે, એવું ધારૂં તો એના આવવાનો અવાજે આપને કાને પહોંચવા ન દઉં; કોણ જાણે બાઈ સુતું જાગે અમારી જાત તમે જાણી નથી ક્યાક મારાં ગોદડાં બારે કરાવી દીએ.

**લક્ષ્મીદાસ**—(પ્રવેશ કરીને) દિલ્લી ગાદી મુગલ બાદશાહી અવિચળ રહો! ખુદા ભગવાન આબાદી કરે! શતાયુર્ભવ!!

**વિદુષક**—મહારાજ ભણ્યા તો સારૂં જણાઓછો, ફારસી ને બ્રાહ્મણી બોલી બંને કચરી નાંખી જણાયછે!

**લક્ષ્મીદાસ**—શું કરવું, બાદશાહની કચેરીમાં આવવું, માટે ભાષાતો સઘળી જાણવી જોઇએ, એક બાપના બે છોકરા, હિંદુ તથા મુસલમીન!

**વિદુષક**—ખુદાને ભગવાન આબાદી કરે તે ખુદા ભગવાન નોખા હશે કેમ?

**લક્ષ્મીદાસ**—એટલા માટે નહીં, પરંતુ મુસલમાન પાસે યાચના કરીએ ત્યારે એના દેવને હિંદુ પાસે આપણા દેવને પણ ખોટું ન લગાડીએ, પીરને પણ માનીએ અને પેગંબરને પણ માનીએ સૌ સારૂં કરે, માનવામાં આપણને શું નુકશાન છે?

**વિદુષક**—ત્યારે તો માહારાજ મુસલમાન પાસે પણ માગવા જાઓછો કેમ?

**લક્ષ્મીદાસ**—અરે ભાઈ અલ્લોપનીષદ વેદમાંય છે. એની ખબર છે? અમે બ્રાહ્મણ તો જેવો યુગ તેવું બોલીએ; અને ગ્રંથ પણ તેવા બનાવીએ સાંભળ!

## श्लोक.

युगेयुगेषुयेधर्माः तेषुतेषुयेद्विजाः ।
तेषांनिंदानकर्तव्या, युगरूपाहियोद्विजाः ॥

યુગ યુગવિશે જેવા જેવા ધર્મ તેવા તેવા બ્રાહ્મણ થાયછે, પરંતુ એની નિંદા ન કરવી કેમકે બ્રાહ્મણ તો યુગને અનુસરીને વર્તેછે.

**વિદુષક**—આતો આડી વાતે ચડી ગયો! હવે આહીં શું આવ્યાછો તેતો કહો?

**લક્ષ્મીદાસ**—જાતતો તારી અને મારી એક લાગેછે એવિના આવી બોલી ન હોય!

**બીરબલ**—મહારાજ બોલો,તુમારે ઇધર આનેકા ક્યા સબબહે?

**લક્ષ્મીદાસ**—નામદાર મારે તિર્થયાત્રા કરવાને જવું છે, પરંતુ ખરચી નથી તો આપની પાસે યાચના કરવા આવ્યોછું કે આપ તરફથી કંઈ ખરચી મળશે. આતો કાશી કે મકામાં વાવવા તુલ્યછે!!

**વિદુષક**—મહારાજ એમ કહો કે કાશીમાં વાવવું ને મકામાં લણવું.

**અકબર**—અચ્છા તુંમ બમન હો તુમારે ખરચી ચઈતી હે કયું તુંમ સહકુટુંબ કયું નહીં નીકલે?

**લક્ષ્મીદાસ**—ખુદાવિંદ સ્ત્રીને તિર્થની જરૂર નથી.

**અકબર**—કેસેં જરૂર નહીં હે?

**લક્ષ્મીદાસ**—તે પોતાના પતિનાં જો દર્શન કરે તો તેને અડસઠ તિર્થનું ફળ મળેછે!

**વિદુષક**—તે તમારા જેવા હોયતો ના?

**અકબર**—વિદુષક, બીચમેં મત બોલ, મહારાજ આગે બોલો?

**લક્ષ્મીદાસ**—અને તેમજ સ્ત્રી પતિવૃતા હોય તો એના દર્શનથી એના પતિને સઘળાં તિર્થનાં ફળ મળેછે.

**વિદુષક**—રાજા ભરથરીને પણ પીંગળાના દર્શનથી સર્વ તિર્થના ફળ મળ્યાં હતાં, મહારાજ સાચું કહોછો, બોલો પછી ?

**અકબર**—તબ મહારાજ હમારે ઘરૂં બેઠે સબ તિર્થકા ફલ મીલજાવે વૈસા કુછ ઇલાજ બતલાઓ કે જીસકે લીએ હમારે હજ કરનેકું મક્કે જાના ન પરે.

**લક્ષ્મીદાસ**—નામદાર, આપના જઇફ માત પીતા તથા આપના ઉસ્તાદના દર્શન કરો તો પણ સઘળાં તિર્થનું ફળ આપને મળે.

**અકબર**—મેરે માતપિતા ઓર ઉસ્તાદ ગુજર ગયેહે.

**લક્ષ્મીદાસ**—તો નામદાર મેં પતિવૃતા સ્ત્રીના દર્શનનું કહ્યું તે તેથી પણ તેટલુંજ પુન્ય છે માટે આપના જનાનાની શીતારીફ કરવી, હુરમ સાહેબનાં દર્શન કરો તોપણ તેટલુંજ પુન્ય છે.

**અકબર**—બરાબર મહારાજ મેરે એક સોવ અઢાર હુરમહે વો સબ નેક બખ્ત ઓર મેરેસેં બડી ટેકવાલી ઓર દિલસેં પાક હૈ સો ઉસકા દેદાર કરનેસેં મુઝે મક્કા ઓર કરબલા જાકે હજશરીફકી જરૂર નહીં હે.

**લક્ષ્મીદાસ**—આપ બાદશાહના જનાનામાં પતિવૃતાનારનું શું પુછવું, એતો હોયજ હોય! !

**વિદુષક**—( બીરબલને આંખથી ઇશારો કરીને ) છેતો એવુંજ!

**અકબર**—કયું બીરબલ મુઝે અબ હજ કરનેકી જરૂર નહીં હૈ કયું !

**બીરબલ**—હાં ખુદાવીંદ, (મુઠી બતાવીને) આપકું કાયકે બાસ્તે જરૂર હોવે !

**વિદુષક**—(બે મુઠી બતાવીને) બીલકુલ જરૂર નહીં હૈ! !

**અકબર**—બીરબલ, યહ બમનકું કુછ ખરચીકા બંદોબસ્ત કરદો!

**બીરબલ**—બહોત અચ્છા સરકાર! ચોબદાર !

**પ્રતિહાર**—હુકમ સરકાર ?

બીરબલ—યહ બમનકી સંગ યહ ચોઠી લેકર જાઓ ઓર ઉસકું તીજોરીસેં તીનસો અશરફી દીલવાદો.

પ્રતિહાર—બહોત અચ્છા સરકાર જાતાહું. (બ્રાહ્મણને) ચલો મહારાજ !

લક્ષ્મિદાસ—ચલો. (જાયછે.)

બીરબલ—(મુઠી બતાવીને) ખાવીંદ એસે નહીં હોના ચહીએ, ઓરત જાતકી પક્કી ખાતર જમા નહીં હોતી.

અકબર—(ગુસ્સે થઈને) અચ્છા તબ મેરે ઘરમેંભી તેં અંદેશા રખતાહે ક્યું ? ઈસિસે તેને મુઝે નામોશી દીહે મેરી એકભી હુરમ બે હુરમત મંદ હે એસા તેં સાબીત કર, ઓર જો યહ બાત તહ-કીક નહીં હોગી તો તેરે જાનકી ખુવારી હોગી.

બીરબલ—નામદાર, યહ બાતકું જાસ્તી છેડનેમે ફાયદા નહીં હે, પીછેસેં ખેદ હોયગા !

અકબર—ફીકર નહીં, સાબીત કર, નહીંતર તુઝે યોગ્ય શા-સન કરનેમેં આયગી.

બીરબલ—બહોત અચ્છા સરકાર, તબ મુજે કુછ મુદત મી-લની ચહીએ, ક્યું કે યહ કામ બડા ભારી હે.

અકબર—અચ્છા દો માસકી મુદત દેનેમે આતી હે, અબ મેં જનાનખાનેમેં જાતાહું.

બીરબલ—પધારીએ સરકાર. (બાદશાહ જાયછે ત્યારે સઉ ઉભા થાય છે અને ગયાપછી બેસેછે.)

વિદુષક—બીરબલજી, સપડાણા કે ?

બીરબલ—તુઝે ક્યા માલુમ હે !

વિદુષક—આમાં ફાયદો નહીં કાઢો માટે હજી બાદશાહ પાસે માફી માગી લોતો ઠીક !

બીરબલ—તેં કાયર હે !

વિદુષક—એ આ પંઝામાં અગમને નિગમ બધુંએ જાણુંછું, પણ મોટા સાથે હોડ ત્રિયા તેની રંડાશે ! ઈઘરડાનાં વેણ સાચાં સમજવાંતો !

બીરબલ—પરંતુ અબ તો સાબીત કીયા બીના દુસરા કુછ ઈલાજ નહીં હે !

વિદુષક—ત્યારે ભલે બોલ્યું પાળો ને જન્મારો બાળો, પણ એમાંથી ત્રીજું થઈ જાય નહીં, પાણી સાતવાંસ ઊડાં છે !

બીરબલ—તીસરાં ક્યા હો જાયગા !

વિદુષક—તે હમણા કેમ ખબર પડે, નીવડે વખાણ, સાપના દરમાં હાથ, તે બચાવે ત્રિલોકનો નાથ, તો બચીએ નહીંકર આપણે તો ગામતરૂં આવ્યું !

બીરબલ—ડરના નહીં, હિંમતસેં સબ કામ હોતા હે; અબ મેં યહ બાતકી તજવીજ મેં રહતા હું, ઓર તુંભી મેરી મદદમે રહના.

વિદુષક—બહુ સારૂં, આપણે તો જીવતાના જાનૈયા છૈએ, આને વાલાકા બોલબાલા, ઔર જાને વાલાકા મું કાલા ! (એમ કહી નાશી જાયછે.)

બીરબલ—(સ્વગત) યહ હેવાનકુ કુછ ગમ નહીં હે અચ્છા અબ કુછ જુગ્તિ કરેકે બાદશાહકું યહ બાત બતાદેવે તો સલામતી હોગી.

(એમ વિચારમાં પડી ત્યાંથી જાય છે.)

## પ્રવેશ ૨ જો

### સ્થળ-પહાડસિંહનું ઘર.

પાત્ર.

**વિમળમતિ, પાહાડસિંહ, વિજયસિંહ.**

વિમળમતિ—હા એમજ, હાડાજી જ્યારે એટલા શૂરવીર છે ત્યારે પરાધીનપણું કેમ વેઠેછે !

પહાડસિંહ—પ્રિયા, મારો મિત્ર સમય વિચારી તાબે રહેલછે નહીંકર એના પૂર્વજોએ તો જે મહાન પરાક્રમો કર્યાં છે તે ઇતિહાસોમાં કોઇથી અજાણ્યાં નથી.

**વિમળમતિ**—પ્રાણનાથ, તમે હાડાજી સાથે મિત્રતા બરાબર સાચવોછો એવું મારા જોવામાં આવે છે કેમકે—

ગીતી.

દેતા લેતા પ્રીતે, ગુપ્ત વાત નિજ સદ્ય પ્રગટ કરતા,
ભોજન દેતા લેતા, મિત્ર ધર્મ શુભ યોગ્યજ આચરતા;
દોષ પરસ્પરે ઢાંકી, ગૂણ રત્નોને દ્રશ્યમાન કરતા,
હિતનો મારગ હેતે, દરશાવીને પ્રેમ હૃદય ભરતા.

**પાહાડસિંહ**—હા પ્યારી, મિત્ર ધર્મની એટલાં વાનાથી હદ આવી રહેતી નથી!

**વિમળમતિ**—ત્યારે તેથી વિશેષ પછી શું થતું હશે ?

**પહાડસિંહ**—પ્રિયા.

ગીતી.

પુરૂષારથ ચારેનું, સ્થૂળ શરીર આ સાધન કેવાયે;
તુચ્છ ગણીને તેને, મિત્ર દૂખમાં તે અરપણ થાયે;
નથી દેહ તે સમયે, વિશેષ કિમ્મતની તેના મનને;
મિત્ર દૂખમાં અરપણ, કરતાં અટકાવે નહિં તે તનને.

**વિમળમતિ**—પ્રાણનાથ, એવા મિત્રતો આ વિશ્વમાં વિરલા હશે !

**પહાડસિંહ**—તો આ અમારી મિત્રાઈ પણ તેવીજ જાણવી.

**વિમળમતિ** — માલીની છંદ.

અમર અજર તોએ, મિત્ર કીર્ત્તિ થવાની,
નશવર દુખી દેહી, સ્વામી નિશ્ચે જવાની;
નકિ નકિ નકિ એતો, નાથ રીતી સુ રાખો,
અનુપમ ખુબી એની, આપ પ્રીતેજ ચાખો.

**પહાડસિંહ**—પ્રિયા, મિત્ર ધર્મનું સંસ્કૃત પુસ્તક તમારી સખીએ તમને ભેટ દાખલ મોકલ્યુંછે એવું તમે કહેતાં હતાં તે ક્યાંછે!

**વિમળમતિ**—તે સોનેરી અક્ષરથી આપને માટે તૈયાર કરાવું છું, હવે એકાદ રોજમા લખાઈ રહેશે એટલે આપના ચરણ કમળમાં લઈ હાજર કરીશ પણ પ્રાણનાથ આપણા પ્રિય પુત્ર વિજ-

પસિંહે અભ્યાસ તો ઠીક કર્યો જણાયછે, કાલ દિને મેં કેટલાક પ્રશ્ન કર્યા તેના એણે સંતોષકારણ ઉત્તર આપ્યા.

પહાડસિંહ—હા! એમાં સ્વદેશાભિમાનનો જુસ્સો સારો જણાયછે અને મુંને લાગેછે કે તે આગળ જતાં વીરની પંક્તિમાં નીકળશે.

વિમળમતિ—પ્રાણનાથ એ તમારી તાલીમનું ફળ છે.

પહાડસિંહ—હા! એ બધા નીતિ ગુણના અંકુર ઉત્પન્ન થયા એ મારા હમેશના ઉપદેશે એમાં શક નહીં.

વિમળમતિ—પ્રિય ક્રોધ ન કરો તો કહું.

પહાડસિંહ—સુખેથી કહો, શું છે ?

વિમળમતિ—બાળકોની તાલીમનો વિશેષ આધાર અમારા પર રહેછે.

### વસંતતિલકા છંદ.

સાચી રતી શિશુ તણી અમમાં રહેછે,
પીતા થકી જનુનીને વધુ એ ચહેછે,
બોલો કરે અસર તેહમાં જે અમારા,
તેવા નકી નહિ ઠરે વચનો તમારાં,
નીતી અનીતિ જનુની તણી એ ગ્રહે છે,
કીશોરમાં મન તણી સ્થિતિ ત્યાં રહે છે,
તેમાં હશે જનુનિ જો નિતી બોધ દાતા,
વીરો થશે ધરણિમાં અવધી ગણાતા.

પહાડસિંહ—પણ સાથે અમારો ઉપદેશ અને ધાક પણ જોઈએજ, બાળપણામાં તમારે સ્વાધિન હોય એ તો દેખીતુંજ છે.

વિમળમતિ—પણ અમે જો સાદાં ભોજન પાનની સાથે માનસિક એવું જે નીતિના ઉપદેશનું ભોજન ન જમાડીએ તો જરૂર શરીર સારાં પૌષ્ટિક પદાર્થથી પુષ્ટ થાય પણ મન મૂઢ રહે અને દુષ્ટ વિકારોથી વિકૃતિ પામે તથા સદ્ગુણનો પ્રકાશ ન થાય એ ચોક્સ સમજજો.

પહાડસિંહ—એ બધી તમારી ખરી વાત છે અને હું અંગિકાર કરૂં છું.

નેપથ્યમાં—મારાં માત પિતાતો આહીંજ જણાયછે ને શું.

પહાડસિંહ—વિજયસિંહ આજે ક્યાં રોકાણો હશે !

વિજયસિંહ—( પ્રવેશ કરીને ) પૂજ્ય પિતાજી, પ્રણામ કરૂંછું.

પહાડસિંહ—સંભારતાજ આવ્યો, ( તે બેઠા પછી ) કેમ બેટા બોલો તમે આટલા રોજ ભણીને શું શીખામણ લીધી ? સંસારમાં શી રીતે વર્તવું !

વિજયસિંહ—પીતાજી પ્રથમ તો આપની તથા મારાં માતુશ્રીની સેવા હજાર કામ પડતાં મુકી અનન્ય ભાવથી કરવી, એ સર્વોત્તમ તાતપર્ય મેં ગ્રહણ કર્યો છે, બીજું એકે આ સંસારમાં સદાચરણથી ચાલવું, અનીતિ અન્યાયથી દુર રહેવું, સ્વપ્ને પણ અસત્ય ભાષણ કરવા ઇચ્છા ન રાખવી, અયોગ્ય રીતે દ્રવ્ય સંગ્રહ કરવા દ્રષ્ટિ ન કરવી, પરદારાને માતાવત સમજવી, એક નિષ્ઠાથી હમેશ ઇશ્વરનું સ્મરણ નિયમિત રીતે કરવું, કોઈ પ્રાણીને દુઃખ ન દેવું, સ્વદેશાભિમાન સત્ય ધર્માભિમાનનો કદી ત્યાગ ન કરવો, ઉદ્યોગી આગ્રહી અને ધૈર્યવાન થવું, કદી સાહસ કામ ન કરવું પોતાના પુરૂષાર્થથી કમાઈ ખાવું ને ગમે તેવું સંકટ આવે તો પણ સદાચરણ કે નીતિ વિરૂદ્ધ પગલું ન ભરવું, તથા ધૈર્ય રાખવું.

પહાડસિંહ—( સ્ત્રી સામુ જોઇને ) શું મારૂં અંતઃકરણ આ સાંભળી પ્રસન્ન થાય છે !

વિમળમતિ—પ્રાણનાથ, માબાપોને આથી અધીક સંતોષ બીજો કયો છે ? સદ્‌ગુણી પુત્રના કમળ વદનથી નીતિ વચનની અખંડ ધારા નીકળતી આપણે જોઇએ એ સંતોષ આગળ બીજુ કયું સુખ તુલનામાં આવી શકે છે ?

પહાડસિંહ—બસ બસ, પ્રિયા, એથી હદ આવી રહી !

વિજયસિંહ--પિતાજી, જયપુર જોધપુરના મહારાજા આજે આવ્યા ત્યારે ચાંપરાજ પણ આજે આવવા જોઇએ.

પહાડસિંહ—હા, એમની મુદત પણ આજ કાલ પુરી થાયછે.

સિપાઈ—( પ્રવેશ કરીને ) સરકાર, ચાંપરાજ બુંદીથી પધાર્યા.

પહાડસિંહ—ક્યાં છે ?

સિપાઈ—અહીં આપની પાસે આવે છે.

જાહાડસિંહ—ચાલો, ત્યારે આપણે સામા જઈએ.

( સઉ જાયછે. )

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ.

રસ્તો અને પછીથી જાન બીબીનું ઘર.

## પાત્ર.

**બીરબલ, જાન બીબી,**

**બીરબલ**—(સ્વગત.) અબ ક્યા કરનાં ! જો હોનાથા સો તો હો ચૂકા, પાદશાહકી શરતકું અબ તીન દીન રહા હે, ઉસ અવલ કુછભી પુરાવા તૈયાર કર રખના ચહીએ, હોડમેં જોમેં શીકસ્ત પાયા તો બેશક બે ઇતબાર હોઉગા, ઓર આબરૂ વ શીર જાનેકા વક્ત આયગા; ( ખુબ યાદ કરતાં ) અચ્છા યાદ આયા ! જાનબીબી બિના યહ કામ નહિ બનેગા, વો પુરાની કનીઝક ઓર જનાનેકી સબ રાહસે નીસબત ધરાતી હે; ઉસકે ઘરૂં જાઉ, ઓર કુચ્છ પ્રપંચસેં ઉસ પાસસે ઇસ બાતકા પત્તાં મીલા લઊ, સીધી બાતસે વો કબુલ નહિ કરેગી, ઉસ બાસ્તે કુછ જુગત લગાની ચાહીએ, તબ કામ બર આયગા. ( આકાશ તરફ જોઈને ) અરે યહ બિચારમેં ને બિચારમે ઉસકા ઘર નજીક ચલા આયા, મધ્ય રાત્રીકા સમય ઇસ બખત હોગા, યહ અંધેરી રેનમેં મેરે બિના દુસરા કોઉ નજર નહિ આતા અબ તાકીદસેં અપના કામ કર લેના, નહિતર ચોકી વાલા કોઉ મિલેગા તો વો પીછાનેગા સો અચ્છા નહિ, ઇસકા ઘરભી બંધહે.

( ઘરના કમાડની સાંકળ ઠોકીને ) ખોલીયો ! જાનબીબી ખોલીયો !

**જાનબીબી**—ઇસ વક્ત કોન હે ! (આખુ ચોળતી ચોળતી આવછ દ્વાર ઉઘાડે છે ત્યારે બીરબલને એકા એક જોઈને) અરે બીરબલ સાબ ! આપે ઇસ વક્ત, બડી મહેરબાનીકી ! યહ લુંડીકા ક્યા કામ હે ! ફરમાઇયે.

**બીરબલ**—જાનબીબી, એક બડી જુલમકી બાત હોતીહે !

**જાનબીબી**—ક્યાહે ! મેરે માલીક !

**બીરબલ**—કલ સબેરમેં તેરેપર જૂલમ ગુજરનેકા હે, તેં જઇફ પર રેહેમ હોનેકે લીયે મેં આયાહું; બીબી ફાતમાને તેરી બાત બાદશાહકું જાહેર કીહેકે જાનબીબી જનાનેમેં યાર લા દેતીહે.

**જાનબીબી**—મેરે સરકાર, મેં અબકબ જનાનેકા કામ કરતીહું ! મેંતો જઇફીસેં ઘરૂં બેઠીહું, ઓર બીબી ફાતમા પાકહે દિલકી ક્યું ! વો મેં જાનતીહું !

**બીરબલ**—વો બાત ચાય તેસી હોવે ! મગર તેરેકું કલ સબેરમેં ગધેપર બીઠાકે સારા ગાંઉમે ફીરાકર દેશ નિકાલ કરનેકા હુકમ હુવાહે ! તેરી બે ઇજતસેં બહોત દીલગીરહું !

**જાનબીબી**—મેરે બીરબલ દાદા, કુચ્છ બચનેકા અબ ઈલાજ હે ! આપકી લુંડીપર રેહેમ કીજીયે !

**બીરબલ**—એક બાતહે કે (બીબી ફાતમાની વાત જાનબીબીને મોઢથી નિકળેલી જોઇને.) કભી બીબી ફાતમાકો નાપાકી કીસીબી તરેહેસેં બાશાહકું રોશન હો જાયતો તેરા બચાવ મેં કર દઊં.

**જાનબીબી**—મેરે માલીક ! વો મેરા કામહે નાપાકી સો એક મેઇહે ! દુસરે સબ જનાને પાકહે ! ઓર યહ ફાતમા બડી ચતુર હોતીહે, લેકીન એકયાર ઉને રખાહે સો ઓરતકા લીબાશ પહીરકે કનીઝકકા કામ કરતાહે ઉસકું હોજમેં હમામ કરાઓતો સબ જાન પરેગા.

**બીરબલ**—બીન અંદેશ યહ બાત કહતીહે ! જાનબીબી ! તો મેં તીલાશ કરૂં !

**જાનબીબી**—હાં મેરે બાપુ ! બેશક સચી બાતહે ! સારે જનાનેમેં એકમેંયહ નાપાકી ચલતીહે ! વો દેખકે બાદશાહકે ડરકે મારે મેંને નોકરી છોડદી, ઓર બીબી ફાતમાકું લુંડી રાબીયાંને યહ હરામી લગાઇહે ! રાબીયાકું પૂછ દેખો !

**બીરબલ**—અચ્છા જાનબીબી, અબમેં સબ તપાસ કરતાહું

ઓર તેરા અચ્છી તરેહસેં બચાવ કરૂંગા ફિકર મત રખના. અબ મેં રૂખસત ચાહતા હું.

જાનબીબી—પધારીયે સરકાર.

બીરબલ—( ચાલતાં ચાલતાં ) અબ સબ બાત મીલ ગઈ, કલ સબેરમેં જાકર પાદશાહકું સબ બાત દીખલા દેની, અબતો ફિકર હોકર ઘરૂં ચલે જાવે.

( નીકળી જાયછે. )

## પ્રવેશ ૪ થો.

સ્થળ—દિલ્હીને પાધર એક ચોગાન.

પાત્ર—ચાંપરાજ ને પહાડસિંહ.

ચાંપરાજ—કેમ મિત્ર, ગયા છ માસમાં નવીન શું બન્યું છે, તમારા પત્રથી બધી હકીકત તો સમજવામાં છે, પણ કોઈ વિશેષ બનાવ બનેલ ખરો!

પહાડસિંહ—મિત્ર, અકબર બાદશાહની દુવાઈમાં નવા બ-બનાવ બન્યાનો સુમાર નથી,હમણાજ બાદશાહ ઉપર તમારા ટેકી બાયાત તરફથી એક પત્ર આવ્યો હતો, તેમાં પ્રતાપસિંહે આજ સુધી અડગ રહી અંતે તાબે થવા આજીજી જણાવી હતી.

ચાંપરાજ—( આવેશમાં ) હું નથી જાણતો કે એ વાત સાચી સ્વપ્ને પણ કદી હોય! સીસોદીયાના શીર આબાદ છે ત્યાં સુધી તો એ નહીં થાય!

પહાડસિંહ—જેમ તમે કહોછો તેમ તેમના મિત્ર પૃથુરાજે પણ કહ્યું, ને ખાનખાનાનનો પણ એજ અભિપ્રાય પડ્યો કે હમીરનો વંશી હીરો પ્રતાપ જીવતાં તો એ કદી થવાનું નથી. હવે પૃથુરાજે એ બાબતનો ખુલાસો મંગાવ્યો છે. આવે તે ખરો!

ચાંપરાજ—એ કોઇએ પ્રંપચથી કૃત્રિમ કાગળ લખ્યો હશે! એમાં શક નહીં!

પહાડસિંહ—( મિત્રની ટેક જોવા ) મિત્ર, તમે બાદશાહના કુળમાં કન્યા દેવા સંબંધી અને સાથે ખાનપાનાદિક વ્યવહાર ન રાખવા

ને ટેક રાખી છે તે કદી બાદશાહ આગ્રહથી મૂકાવે તો મૂકો કે નહિ?

**ચાંપરાજ**—મિત્ર, ખરૂં કહું તો એમ છે કે અમે પાદશાહના પ્રિતી ભાવથી અને રાજનિતિના ધોરણપર દ્રષ્ટિ રાખી આંહી એમની હજૂરમાં રહ્યા છીએ, પણ કૂળની લાજ કદી વેચીએ નહીં, કે મ્લેચ્છનું અન્ન ગ્રહણ ન કરીએ. અનાદિકાળથી ચક્રવર્તિ રાજાઓને આધીન બીજા રાજાઓ રહેતા આવ્યા છે પણ તેની સાથેનો સંબંધ હદમાં હોયછે; માટે તેથી કોઈ જાતનું લાંછન નથી. આપણો મૂલક થોડો હોય, સંપનું બળ થોડું હોય, તો દેશકાળ વસ્તુને અનુસરી રાજનીતિ પ્રમાણે બલીષ્ટને આધીન થવું પડે, પણ જેપૂર ને જોધપૂરની માફક વટલીએ નહીં; કે દીકરી પણ અયોગ્ય કૂળમાં ન દઈએ.

**પહાડસિંહ**—મુગલોને રસ્તો તો એ બે રાજવાળાએ કાઢી દીધો એમ હું જાણુંછું.

**ચાંપરાજ**—તેમાંજ અમારા પ્રતાપે તેમની સાથે ભોજન વ્યવહાર પણ બંધ કર્યો છે.

**પહાડસિંહ**—મિત્ર, આજકાલ વળી એક ભારે સવાલ ઉઠ્યોછે.

**ચાંપરાજ**—એ શું છે?

**પહાડસિંહ**—વાતપૂરી જાહેરમાં નથી આવી, બાદશાહને ને બીરબલ સાહેબને એ બાબત ઘણું થયા ઝપાઝપી ચાલેછે. પતિવ્રતા સ્ત્રી વિશેનો સવાલ છે. હવે કચેરીમાં એ વાત આવવાનીછે, એમ ખબર મળ્યા છે.

**ચાંપરાજ**—હવે સમય પણ કચેરીનો થયો છે. માટે ચાલો.

(એમ કહી બંને જાયછે.)

---

# પ્રવેશ ૫ મો.

**સ્થળ—બીરબલનું ઘર.**

પાત્ર.

**બીરબલ ને વિદુષક.**

**બીરબલ**—(સ્વગત) આહાહા!! મેનબો કેસી ભુલકીકે બાદ-

શાહસેં હોડકી! બાદશાહકું તો હોડ માફીક સમઝાદીયા મગર ઇસમેસેં તો ઔર કૌતુક નીકલા.

**વિદુષક**—(પ્રવેશ કરીને) શું વિચારમાં પડ્યાછો, કાંઈ નવા જુની છે!

**બીરબલ**—નઈ ઔર જુની તો તેરી પાસહે ક્યુંકે વો તેરા કામ હે.

**વિદુષક**—પણ જમણો હાથ લમણે દઈ ત્રમણે વિચારે ઉતર્યાછો તેથી પુછવું પડ્યું, આંટીઘુંટી હોય તો કહી દેજો, તમે તો બીરબલ એક અકલને માટેજ પંકાઓછો પણ આ બે અકલનું કામ હોયતો મુંને કહેજો, હું જાણુંછું કે ઓલ્યા બ્રાહ્મણમાંથી ઝાળ ઉઠી હશે!

**બીરબલ**—ખરેખર એસાજ હુવાહે વો દિન શરત હુઇથી, ઉસકી તો તુઝે માલુંમ હે.

**વિદુષક**--તે ખબર કેમ ન હોય, ચોકડું સજડતો મેંજ બેસાડ્યું હતું ના? નહીંતરતો વાત ગઇતી, કાચીમાંથી પાકી આ બંદાએ કરી! પણ પછી તમે શું કર્યું!

**બીરબલ**—જો કીયાસો કીયા દેખ એક જનાનખાનેકી જઇફ ગોલીકું ફુસલાકે સબ જાન લીયા ઔર બાદશાહકી એક હુરમકી નેકી બરબાદ હુઇહે એસા અખતરા બાદશાહકી નજરૂંકર દીખલાયા; ઔર ઉસકુ સબ જનાનેમેં અંદેશા ઉત્પન્ન હુવાહે મગર ઇસમેસે એક નવા તમાશા પ્રગટ હુવાહે સો બડા જોખમકારી હે.

**વિદુષક**—ઇ શું વળી! મારૂં તમારૂં નામતો લેવાણું નથી ના, વોય મારા બાપ હોય તો કહી દેજો, આગળથી સંઘલદ્વીપ પહોંચી જઇએ.

**બીરબલ**—એસા તો કભી હોવે! આપની દોનુંકી નીતિમે કભી અંદેશા ઉત્પન્ન હોવેજ નહીં.

**વિદુષક**—હા હા, રાજા ને પાદશાહના ઘર, ભાઈ, કાનના કાચા હોય, વહેમનો તપાસ કરે નહીં ને કુળ નીકંદન કરી નાંખે! માટે આપણે તો ભાગીએ વળી સાચા ઠરશું તો દરશન દેશું, નહીંતર દુરથી સંદેશા મોકલશું, પણ હદ છોડવી સારી, બોલો બીરબલ સાહેબ મુવા પછી કાંઈ બારી?

બીરબલ—યહતો તેં કહતાહે મગર જહાંપનાહતો એસા કહતે હેકે કીસકી ઓરતકે કીવાલી મતલબ પતિવૃતાહે સો જાહીર કચેરીમે મુકરર કરેનાં, ઓર અપને દિલમેતો સિદ્ધાંતહેકે જો આગ શીતલ હોવે ચંદ્રમા દહન કરે વેસા હોવે ઓર સમુદ્ર સ્વાદિષ્ટ ઓર મધુર હોવેતો સ્ત્રીકું સતીપણા પ્રાપ્ત હોવે.

વિદુષક—ગુસ્સે થાશોમાં હો, કોઈ દુનિયામાં નહીં ત્યારે તમારા ઘરમાંય—

બીરબલ—ગડબડસે ક્યા બાત કરતાહે, સ્પષ્ટ બોલ, અપને ઘરકીબી ખાતર જમા બરાબર નહીં!

વિદુષક—ત્યારે ઈ બીડુંતો બંદો ઝડપશે. અમારો બે માણસનો સ્નેહ એવોછે કે એવું જોડું થયું નથી કે થવાનું નથી!

બીરબલ—બેવકુફ, મારા જાયગા, તેરી ઓરતસેં આખર તલક ટેક રહેગી.

વિદુષક—ટેક ન રહે તો એકમેક થઈ જાય! પછી જાત ભાત ન જુવે! પણ બીરબલજી હવે તો સાત પેઢીની આબરૂ જાવા બેઠી હો!!

બીરબલ—તેરી ક્યા બાત, મગર ઈધર તો પોલેમેં ધુલ! અપને પ્રથમસે દિલ મીલાકે સાદીકી હોવે તો કીસીકા મગદુર નહીં, લેકીન અબીતો ઘરમેં ગાલી બીના બાત નહીં હોતી.

વિદુષક—તો હવે હું પણ સાચેસાચું કહુંછું કે મારે માથે તો જોડાની પીટ પડેછે કહોતો ટાલ દેખાડું, બાકી તો સભામાં આબરૂ જાળવીએ છીએ, નહીં તો ઘેરતો ત્રણ ટકાના છીએ!

બીરબલ—સબ જગે એસાઈ હે જબસેં સ્વયંવરકા ચાલ નાબુદ હુવા ઓર બાલલગ્નકા રીવાજ નીકલા, તબસેં આધા જીવતર તો ખરાબ હો ચુકા.

વિદુષક—અરધું કેમ આખું કહોને પછી છેવટ શું ધાર્યું!

બીરબલ—કચેરીમેં હોવે સો દેખતે હે. કોન માઈકા પુત બીડા ઝડપેગા ઓર બિના કારન લાખ ટકેકી લુંટાયગા.

વિદુષક—ભાઈ લોહી ઉકળશે ઈ છાનું નહીં રહે, પણ આપણે તો આજ કચેરીમાં નહીં આવીએ.

બીરબલ—નહીં નહીં, બેશક આનાં.

વિદુષક—ઠીક ત્યારે તમે કહોછો તો આવીશ.

બીરબલ—અચ્છા તબ અબ કચેરીકા સમય હોતાહે બાસ્તે જાનેકી તૈયારી કરના ચહીએ.

વિદુષક—ઠીક, હું પણ મારી ઓરતની સલાહ લઈને આવું છું, કેમકે પુછ્યા વગર બીકું ઝડપું તો માર્યો જાઊં.

બીરબલ—બીચારકે કરનાં

વિદુષક—એમાં કહેવું પડે તેમછે નહીં, બધું ભીખીને શીખ્યોછું.

બીરબલ—ચલો અબ સતાબીસેં જાવે.

( બંને નીકળી જાયછે.)



# પ્રવેશ ૬ ઠો.

## સ્થળ—કચેરી.

પાત્ર,

અકબર, બીરબલ, વિદુષક, ચાંપરાજ, શેરબેક લાલખાં, કમાલખાં, ખાનખાનાન, ટોડરમલ, પૃથુરાજ.

માનસિંહ, ગંગકવિ, ચોપદાર.

ચોપદાર—રોશનાઈ શામ, હોગઈ તમામ અગર મુંબત્તી જલતી મુદામ, મંત્રી મુત્સદ્દી ખાસે દીવાન, હુકુમ મુલકમેં તુમારા તમામ રોજનીશાન દોલત મુદામ બાશત બર હોકે મહમદ આલેકું સલામ, ઈલાહી ખેર, ઉમર દોલતજાદા, બોલબાલા, ચડતી દોલત જહાં પનાહ અકબરશાહ મેહેરબાન નીગાહ રખીએ.

( બાદશાહ સિંહાસન ઉપર બેસેછે, ત્યારે બીરબલ વિગેરે સલામ કરેછે, ત્યારે તેમનાં નામ લઈ ચોબદાર અનુક્રમે છડી પોકારેછે, પછી સૌના પછી.)

અદબસેં તફાવતસે અપને અપને મામુલ દસ્તુરસે બેઠીયે. ચાંદની રાતકા ચંદ નિકલા હે, સારા અંધેરે ગુલફતમેં ખડા હે, મશાલચી પ્યારા હુવે સાહેબકે ડેરે બારે કોશમેં ફેરે રેશમકી તનાત મખમલકે ડેરે, સુજકી કુલી, રૂપેકા પોત, જ્યોતકી પ્રકાશ, લછમીકા બાસ, મસાલચી ચોપદાર ખડે હજૂરમેં નીગાહ રખીએ મહેરબાન

અકબર—બીરબલ, દાઉદકી સામને જો લશ્કર ભેજાથા ઉસકા આખીર ક્યા હવાલ હે?

બીરબલ—જહાં પનાહ, ઉને દાઉદકું મારકરે બંગાલા સર કીયા હે, ઓર ગુજરાતમેં મુજફરશાહને બંડ મચાયાથા. ઉસકુંભી વહાંસે નીકાલકે કાઠીઆવાડમેં હકાલદીયા હે.

અકબર—બીરબલ, ઈસ બરસમેં આમદાની કમતી બહોત આઈ?

બીરબલ—ખુદાવીંદ, સતીકા ધારા બંધ કરનેકે લીયે દો હજાર આદમીકું ફાજલ પગાર દેના પડતા હે, ઓર હિંદુકી દેવકી જગેપર આપને કર લેનેમેં આતાથા વો મોકુફ કીયા ઓર જજીઆ બેરા માફ કીયા, ઈસ બાબદુંકે લીયે કમતી આઈ. મગર નામદારકી ઈસ સખાવતીસે મુગલરાજ આફતાબકા પ્રકાશ સારા ભરતખંડમેં હો ગયા હે.

અકબર—બીરબલ, અબ ઈસસાલમેં આમદાનીકી સીલક ખર્ચકી ક્યા તપસીલ હે?

બીરબલ—જહાં પનાંહકું રોશન હે કે ઉસમેંસે રાજખર્ચ ઓર ભવિષ્ય બિગ્રહ ખર્ચ બાદ કરકે સબ સીલક રૈયત હીતકે મકાન બાંધનેમેં, ઓર અન્ય ભાષાકે પુસ્તકુંકા અપની ભાષામેં તરજુમા કરાનેમેં, ધર્માપદેશકોકું બુલાવનેમેં, સંસ્કૃત પુસ્તકે શોધનમેં ઓર સબ એસી બ્યવસ્થામેં ખરચ કરનેકી તપસીલ હુકમ માફીક તૈયાર કરી હે ઓર સબ ખાતેમેં આઈન અકબરી માફક વહીવટ દાખલ હો ગયા હે.

અકબર—અપને સબ અમીરૂંકી લડકીકું શીખાને બાસ્તે બંદોબસ્ત કરનેકા તુઝે કહાથા, સો કિયા હેકે નહિં?

બીરબલ—ખુદાવીંદ, એક દિન આપ હજૂર બુલવાકે તીલાશ કીજીએ, વો બડે બડે કીતાબ કુરાન મઝેસેં બાંચતે હે.

અકબર—અચ્છા, તબ એક દિન બુલવાયગેં.

ચોબદાર—(ગંગકવિ આવેછે અને બાદશાહને સલામ કરેછે, ત્યારે) ગંગકવિકી સલામપેં નીગાહ રખીયેં, મહેરબાન, નીગાહ રખીયેં.

**અકબર**—આઇયે, કવીરાજ બૈઠીયે.

**ગંગકવિ**—(સલામ લીધા પછી ઉભાં ઉભાં)

કવિત.

હીરા માનીક મહોતી, જવાહીર પોખરાજ,
તખતપેં બૈઠે દમાં ઇંદ્રહુકો આન્યો હે;
આઠું પ્હોર જહાં પનાહ, નેક ન્યાર્યા ચલ્લત રાહ,
બડે બીદવાન ચર્ચા કરકે બખાન્યો હે;
કૂરાનકો પાર લીનો, બેદનકો સાર ચીન્હો,
બૈબલ સીદ્ધાંત કીનો, પાર યું પીછાન્યો હે;
અકબર શાહ, બાદશાહું કે બાદશાબડે,
મુગલ શીર તાજ ગંગ જુગમેં એક જાન્યો હે.
અટકમેં કટક ભેજ્યો, કાબુલકું કબ્જ કીનો,
ઉઝબેગકું ઉડાયો, થીરતામેં થક્યો હે,
બંગાલ બેઠી દુહાઈ, કશ્મીર કીની સવાઈ,
ગુજરાત લીની લડાઈ, તવારીખેં લખ્યો હે;
અમ્મદ કો નગ્ર લીનો, ચાંદબીબી માગ દીનો,
ખાનદેશ ખંડનીમેં, મુગલ નામ નખ્યો હે;
કહે ગંગ અકબરે શાહનકે શાહ શૂરા,
આપ શાને કોને દેશ બાકી અબ રખ્યો હે.
મારવાડ માન મૂક્યો, બશ હુવો બીકાનેર,
અંબર સલમ્બ્ર સબ દ્વાર આય અડે હે;
જેપૂર મર્યાદ મૂકી, હુવે શાહકે સંબંધી,
બુંદી કોટા નોકરીમેં, બખ્ત પાય ચડે હે;
બડે બડે રાજબંશી, લડબેકી બાત છોડી,
હાથું જોડી શર્ન આયે સદા પાસ ખડે હે;
કહે ગંગ દીલીશાહ, બાદશાહું કે બાદશા,
મુગલકે આઇ તાબ તેરે પાય સબ પડે હે.

(એટલું કહી બેસેછે.)

**અકબર**—(બહુ પ્રસન્ન થઇને) કવિરાજ, આપકું કયા ચઇયે, આપકી જો તારીફ કરે સો થોરી હે.

ગંગકવિ—નામદાર પાદશાહ સલામત રહો, હમારે દૂસરા ક્યા ચહિયે, હમારે તો જેસેં:—

કવિત.

હાથી ચાહે સાજ બનું, સાપ ચાહે માથે મની,
પાનીકો પ્રવાહ ચાહે, જેસેં બલી પાનકી;
સંજોગની રેન ચાહે, જોગી જેસે જોગ ચાહે,
આતુરે નાઇકા ચાહે, જેસે પ્રીત પ્રાનકી;
ચંદહી ચકોર ચાહે, ચાતક જ્યું સ્વાંતી ચાહે,
ચકવા ચકવી ચાહે, જેસેં ભેટ ભાનકી;
હંસ ચાહે માનસર, મોર ચાહે મેઘ ઝર,
ગંગ ચાહે નજર તેસેં, સુલેમ સુલતાનકી.

અકબર—કવિરાજ, હમારી નજરસેં બડા ફાયદા તુમકું ક્યા હે, હમ કુછ બડે ચક્રબતિ રાજા નહિ હે.

ગંગકવિ—જહાંપનાહ, નામદારકી દુવાઇમેં કોનદેશ તાબે કરના બાકી અબ રહાહે.

કવિત.

જેતીકે બીલાયતકો એક ઉમરાવ યાકો,
તેતીતકો મેરૂ નીજ ગાઈ કુરૂ એત હે;
કહે કવિ ગંગ ઘર આગનકો જેસો લેખો,
એસેહી સમુદ્ર સાતુ ભયે સરા સેતહે;
એતી ભૂમી કબભઈ, કોન પાદશા લહી,
જેતી યહ અકબર લીની અરૂ લેતહે;
મેરે જાને આપું વીધી, આશ માન તોરી તોરી,
જોરી જોરી જમી શ્રી જલાંલદીકું દેતહે.
સીંહ વાઘ દેવદાને, દૈવત દુહાઈ માને,
થાપે થીર થાને, રતનાગરકે રેતહે;
ગંગ કહે જહાલગું, દીનકરે દાંને કર,
તહીં યુંકે જોરી કર જોરી કર દેતહે;
લીએં તે ન બચી કહું, બીલાયત એસી કોઉ,

હથ્થ આયે ગાઢે ગઢ ગીરીજ સમેતહે;
સાતું દ્વીપ બસ કીયે, અકબર શાહ અબ,
સપનેહું આપનેહી લીયે દેશ લેતહે.

**છંદ ઇંદ્રવિજયની ચાલ.**

જો ન ચડી નૃપ માનકે કાગર,
જો ન પ્રલેહુકે સાગર ઝાંપી;
જો ન લહી કવિ ગંગ પુરૂ રવ,
શેષ કે શીષ કંપેહુન કાંપી.
જો ન લઈ જુલ કર્ન યુધીષ્ટીર,
જો પૃથુકે રથ ચક્ર ન ચાંપી;
બામનકે પદ તે જું બચી મહી,
સો મહીમાન મહી પતી માપી.

**અકબર**—કયું પૃથુરાજ, તુમને પ્રતાપરાણાકું જો અહવાલ લીખકે ભેજાહે ઉસકા જવાબ કુછ આયા કે નહીં?

**પૃથુરાજ**—જહાંપનાહ, વો અબ થોરા રોજમેં આયગા, મગર મેને આપકું જો આગેસેં કહ દીઆ હે ઉસ માફીક હકીકત સમજનાં, પ્રતાપ કભી તાબે હોનેવાલા નહીં.

**માનસિંહ**—(બાદશાહ પ્રતિ) નામદાર, અબ આખીરકી એક ચડાઈકા કામહે ઉસકે હાડા સબ નરમ હો ગયે હે, લેકીન શરમકે મારે હથીયાર છોડતા નહી.

**ચાંપરાજ**—માનસિંહ, તાજુબી હે! કે તુમ એસી બાત કરતેહો, કેશરી જીંદગાની તલક તૃણ ભક્ષણ નહીં કરતા, વો બેશક સમજનાં.

**અકબર**—બીરબલ, જબ એસી બાત આતીહેકે જીસમે ક્ષત્રીકી કુછ નામોશી હોવે તબ ચાંપરાજહાડેકા મગજ ફીરજાતાહે!

**ખાનખાનાન**—ખુદાવીંદ, જેસા પ્રતાપરાણા તેસાઈ હાડોતીહે! (પાસે ગંગકવિ બેઠાછે તેને) કયું ગંગકવિ?

**ગંગકવિ**—નામદાર, વેહાડા કેસેહે!

**કવિત.**

અરસ અજમેર ગાદી, ચહુઆનકી અનાદી,
પ્રતાપ જ્યું ટેકી શૂરો, રાના જેસો રાવહે;
હુમાયુ દાદેકો દોર, તોડ્યો પ્રૌઢ પોરજીને,
લીનો રન ભોર કીલ્લો, મુગલ દરીયાવસે;
ચહુદમી સદી બીજે, બુંદી કોટેરાજકીનો,
ડંકો દીનો દેશ માંહે, દમામરુ દાવસેં;
કહે ગંગ દિલ્હીપતી, હારાવતી હીરોહાડો,
મુગલ બાદશા હુંકો બડો ઉમરાવહે.

**ટોડરમલ**—(બાદશાહ પ્રતિ) જહાંપનાહ, બરાબર ગંગકવીને હાડાને વંશકે અહવાલ સુનાયા, અપના રતન ભોર કિલ્લા હાડાને લીયાથા! મગર વો ક્ષત્રી બડેદાન શમંદ, આપકી દુવાઇમેં સદા હાજર હે.

**ખાનખાનાન**—બંદેનીવાઝ, બુંદીકોટામેભી રાજનીતી અચ્છી ચલતી હે.

**ટોડરમલ**—ખુદાવીંદ-જેસે અપને સબ આઇન અકબરીકે કાનુન બાંધે ગયેહે; ઇસ તરહસે ઉનેભી ઉસકે શાસ્ત્ર મનુસ્મૃતિ માફીક સબ ધોરન દાખલ કીયા હે.

**અકબર**—(બીરબલ પ્રતિ) અચ્છા, અબ વો બાત જાહીર કરો!

**બીરબલ**—બહોત અચ્છા ખુદાવીંદ, (એમ કહી સભાસદો પ્રતિ) એ સભાસદો, શુણો રોજ જહાંપનાહ મુઝે એક બાત પૂછતે હે, જીસકા મકસદ કીયાહે સો માલુમ નહીં મગર આજ યહ સબ કચેરીકે લોગોકું નામદારકા નેક ફરમાનસેં એક બાત પૂછનેમેં આતી હે, ઉસકા અપની પક્કી ખાતરજમાં માફીક જુવાબ કરનાં, એસા હુજુરકા હુકમ હે.

**અકબર**—બીરબલ, તપસીલવાર જાહેર કરો!

**બીરબલ**—એ, સુનો સબ કચેરીમે બૈઠનેવાલે રજપૂત, વસીક અમીર વ ઉમરાવ, જહાંપનાહકા હુકમ હેકે જીસકે ઘરમે અપની ઓરત અપના ખાવીંદસે નેકબખ્ત મતલબ જીસકું સંસ્કૃતમે પતિ-

પ્રતા બોલતેહે એસી હોવે, ઓર અપને દિલમે ઉસકી ખાતર જમા હોવે, ઉને ખડા હોકર વેસા જાહીર કરનાં કયુંકે વો જાનનેકી પાદશાહ સલામતકી મરજીહે; દિલમેં એસા ડર મત રખનાંકે મુગલ શીરતાજકે સામને હમ જવાબ કેસે કરે, બેલાશક ખડા હોકર બોલનાં.

અકબરશાહ—બીરબલ, તુમ તમારે ઘરકી બાત પ્રથમ બોલો.

વિદુષક—ગરીબપરવર, બીરબલ સાહેબનું તો ઠીકછે, પણ બાદલું તાવેતો પીતળ નીકળે! હું તો એમ સમજુંછું.

બીરબલ—નામદાર, મે હજુરકે હુકમકા જવાબ કુછ થોડા વક્ત પીછે કરૂંગા.

વિદુષક—ખુદાવીંદ જવાબમાં પાણી ઊંડાછે, તાગ આવે એવું નથી!

બીરબલ—(એ વાતને પુષ્ટિ આપેછે, ને કેમે કરતાં આ વાત ઉડી જાયતો ઠીક એમ ધારીને) ખુદાવીંદ સમુદ્રકા તાગ મીલતાહે, મગર સ્ત્રી ચરિત્રકા તાગ નહીં મીલતા.

વિદુષક—(વાત મારી ન જાય માટે) જહાંપનાહ ઊંડા ઉતર્યા વિના તે કાંઈ તાગ મળે! બાંધી મુંઠીતો બસે ગાઉ સુધી—

બીરબલ—હાં, નામદાર, યહ બીદુષક તાગ લાયગા.

વિદુષક—હા, અમે લાવશું ત્યારે પ્રલયને છેટું નહીં રહે.

(સહુ વિચારમાં પડી જાયછે, ત્યારે બીરબલ યુકિતથી વાત કરેછે.)

બીરબલ—ખુદાવીંદ ઓરતોકી સચ્ચી નેકી એક બાદશાહુંકે ઘરમેહે, દુસરી જગે નહીં.

વિદુષક—ખાવીંદ, બીરબલ સાહેબ તો હાજીહા ભણે છે, માત્ર એમ તે કાંઈ હોય! સોના સાંકળાંમાં કુડ હોય ને બંટીઘંટી દિલ સાફ હોય, એમે પણ હોય હો!

અકબર—એસા હોવે તો બતાદે.

વિદુષક—(સ્વગત) ઘણુંય આપણે ઘેરછે, પણ હોડ કરૂંતો હારૂં, ને બંધ થાય કચેરીનું બારૂં. (પ્રકાશ) ખુદાવીંદ, વિચારે ચડ્યોછું.

બીરબલ—(તેની વાત ઉડાવા) નામદાર ઓરતકી બાત છોડદો, ગરીબુંમે ઓરત બીલકુલ પાક નાહીં હોતી.

વિદુષક—અરે આતે શીવાત કરેછે, મારૂંતો માથુ ફરી જાય છે, તો જ્યાં લક્ષ્મિનાં પગલાં થયાં, ત્યાંતો કલજુગ ડગલે ડગલે, ત્યાં દુર્ગુણ, ત્યાં અનીતિ, હજારમાં એક ઠેકાણે નીતિ, વિદ્યાથી વેર, કુટુંબમાં ઝેર, પુરૂષના કૌવત ઓમેર, સ્ત્રીઓના મનમાં લેર, એવી એવી કેટલીક કહું કાણી, આતો રામાયણ મંડાણી; અને રાત વીયાણી. પણ કચેરીમાં આ વાત ન પુછાયતો સારૂં.

અકબર—(કોઈ જવાબ નથી આપતું ત્યારે.) અચ્છા જબ સબ સભાસદો ચુપ ચાપ બેઠેહે, ઓર જુવાબ નહીં મીલતા, તબ એૈસા માંયના નીકલતા હે કે કોઉ કું અપને દિલમે અપની ઓરત નેક ઓર પાકહે, એૈસી ખાતર જમા નહીં; મુસલમાન ઓર હિંદુ સીક ઓર પઠાન ઓર રજપુત બડે મગરૂર સબમે એક સરખી રાહ ચલતી હે.

વિદુષક—ક્યું બીરબલ સાહેબ, તુમારે યહ સબ બાલ ધોલે હો ગયે !

બીરબલ—હાં, સાઈ ગઈ ઓર સફેતી આઈ.

વિદુષક—આ વખત તો સફેતી ગઈ અને સાહી આવી એમ બોલોને ?

ચાંપરાજ—(ખુસાલેર ઉઠીને) જહાંપનાહ મેરી એક અરજ હે ! !

વિદુષક—હાં હાં લોહી ઉકળ્યું ખરૂં, આ ઠાકોર આપણી લાજ રાખશે.

અકબર—ચુપ રહે, એક બાજુ ઠેરકે સુન.

ચાંપરાજ—　　　　રાગ.

(જુઓ જુઓ વિપ્રેરે ભીડી હામ- એ ચાલ.)

શુંણો દિલ્હી તખ્ત ધરનાર, ક્ષત્રી કલંક કેમ લેશેરે. ટેક.
મારે ઘેર છે પતિવૃતા નાર,　　　ક્ષત્રી.
દીસે શૂર રહીત સભાજન;　　　ક્ષત્રી.
નથી જોતો હું માઈ કેરો તન,　　　ક્ષત્રી.
હજુ કરણ અને ભીમસેન;　　　ક્ષત્રી.

હજુ અર્જુન કૃષ્ણને વેન, ક્ષત્રી.
હજુ પૃથુરાજ ચહુઆણ; ક્ષત્રી.
તેની સજીવન જાણો કમાન, ક્ષત્રી.
હજુ અવધ રઘુપતી બાણ; ક્ષત્રી.
હજુ સહસ્રાર્જુન નિરવાણ, ક્ષત્રી.
મારે ઘેર છે શૂદ્ધ સતી નાર; ક્ષત્રી.
જતાં પ્રાણ લગી હુંશિયાર, ક્ષત્રી.
હજુ ક્ષત્રી લોહી વપુ માંય; ક્ષત્રી.
નસોનસ ઉછળે છે કાય, ક્ષત્રી.
હજુ ક્ષત્રીમાંથી સતી નાર; નથી પૃથ્વીમાંથી ગઈરે
હોડ કરવા છું તૈયાર. ક્ષત્રી કલંક.

નામદાર હમ ક્ષત્રીઓમે એસા અંધેરા કભી નહીં ચલતા.

**ગંગકવિ**—(આનંદ તથા શૂરના આવેશમાં આવી જઈને બાદશાહ પ્રતિ.) શાબાશ હે! ક્ષત્રીવીર! શાબાશ હે!

**કવિત.**

દ્રૌપદીકી દશા સુની, દુશાસન્યે આયો દ્વેષ,
શપ્થ કીની ભીમસેને, તનકું જ્યું તપાયોહે;
જન્ક બાક સુની જેસે, લછમન્કું આયો ક્રોધ,
ક્ષત્રી મેં કલંક સુન્યો, અંતર અકુ લાયોહે;
નીતીકો પ્રભંગ પેખી, રૂઠે રામચંદ્ર જેસેં,
ભ્રકુટી કીની પ્રવંક, લક્ષજ એસો લાયોહે;
કહત હે કવી ગંગ, સુનો દિલ્હી પતી મેરે,
હાડા હુંકે હાડનમેં, આવેશ એસો આયોહે.

(ચાંપરાજ હાડા પ્રતિ.)

શરીર નમે, શીશ નમે, નમતહે સારો અંગ,
મનહુકો અંકુર તો, એસોને એસો હહે;
મેવાડ કે પ્રતાપકું, યાદ કરો દિલ્લીપતી,

ક્ષત્રી ખુન તપ્યો નાંહીં, કહો એસો કોઈ હે;
શરમરૂ ભરેમ કે, મરમકી ગ્નાની મે,
બેઠે હે બહોત રાજા, ખડા કેસેં હોઈયે;
શાબાશ હે હાડારાજા, બુંદીકોટા પતી શૂરા,
સતી તો સાહાચી એક, તેરે ઘરૂં સોઇ હે;

(આ વખતે મુગલ અમીરો, સીક રાજાઓ, તથા બીજા સભાસદો ઝાંખા પડી જાયછે અને સરવના ચહેરાપર શરમનો દેખાવ થઈ જાયછે.)

**શેરબેક**—ઇસકી ઓરત પાક હોગી તો દેખ લઉંગા.

**લાલખાં**—શેરબેક, અપની મુસલમીનકી ઉને લાજ લી.

**કમાલખાં**—અપને સબ અમીરો ઇધર બૈઠે હે ઓર યહ રજપુત મે અદબસેં ઐસા બોલતા હે વો બડી શરમીંદગીકી બાતહે.

**વિદુષક**—રાજા ભરથરી પણ હતો તો ક્ષત્રી પણ ભુલું છું. (ગાલે તમાચો મારીને) અશ્વપાલ ક્ષત્રી નહોતો, હાડાની વાત સાચીછે.

**ચાંપરાજ**—તેરી સંગ હમ યહ બાતમેં તકરાર નહીં કરતે મગર હમેરી બાતમેં બિચાર કરકે બોલના.

**શેરબેક**—ખુદાવીંદ, જહાં પનાહ યહ કયા બાત હે, હમ શેરબેક મહોબતખાનકે લડકે, ક્યા હમારી ઓલાદ, કેસે હમારે જનાને પાક! લેકીન હમને ખુદાવીંદ કે સામને ખડા હોકર જુવાબ નહીં કીયા, ઓર યહ રજપુત મુગલ બાદશાહુંકે નોકર ઉને આપકી સામને ઐસા જવાબ કીયા કે મેરી ઓરત પાક હે, જબ નામદાર; યહ રજપુત મુગલ બાદશાહકી દુવાઇમેં ખડા હોકે ઐસી હામ બીડતા હે તો મેં જાતસેં બુંદીકોટા જાકર ઉસકી ઓરતકી નેકીમેં ખલલ પહોંચાઉ તબ મેરા નામ શેરબેક સચા હે, ઉસ્કે ઘરકી હમકું સબ માલુમ હે, કચેરીમેં જાસ્તી બોલનેકા કુછ ઉપયોગ નહીં.

**વિદુષક**—હું હું જાઓને માથું એક કોરે મુકીને આવો.

**બાદશાહ**—શેરબેક યહ બુંદીકોટાકા રાજા બડા નેક ટેકવાલા હે તેં ઇસકી ઇજતપર હુમલા કરતા હે, મગર તેરા કહના જુઠા નીકલેગા તો તેરા શિર કટા જાયગા ઐસી શરત અવલસેં કરનેકી જરૂર હે.

**કાજી**—હાં જહાંપનાહ, એસી શરત કરનેકી બડી જરૂર હે, ક્યું કે ચાંપરાજ હાડા બડા દાનશમંદ ઓર આબરૂવાલા હે! કુછ જેસેતેસે નહીં હે, ઓર શેરબેક જબ એસી હામ ભીડતા હે, તબ ઉસકીભી કુછ જરજામીન લેકર મજબુતી કરની ચહીએ. મુગલ બાદશાહકી દુવાઇમેં એસા કામ જીમાન કરારસેં રખનેકી રશમ નહીં હે નામદાર! (શેરબેક પ્રતિ.) શેરબેક, જાનકી ખુવારી હોગી, બહોત બિચાર કરકે કમર કસના, મારા જાયગા.

**શેરબેક**—નામદાર, મેં સાબીત કરદઉં તો યહ ચાંપરાજકા શિર કટાજાવે કે નહીં?

**ચાંપરાજ**—ખુદાવિંદ, મેરા શિરતો ક્યા! મગર મેરા બુંદીકોટાકા રાજભી સુપરદ કરનેકું તૈયારહું, જબ વો મેરી ઓરતમ કુછભી એબ નીકાલે તબ.

**પૃથુરાજ**—(બાદશાહ પ્રતિ.) નામદાર, યહ શેરબેકકી કમબખ્તી હોયગી.

**શેરબેક**—કમબખ્તી કીસકી હોગી, ઉસકીતો આગે માલુમ હોગી, ક્યા મગરૂરીસેં બોલતેહો. પાદશાહ સલામતકી ફજલસેં યહ કામ કરનેકું મેં તૈયાર હું, કુછ બડી બાત નહીં હે. (બાદશાહ પ્રતિ.) હજુર આપકી તરફસેં કુછ ખરચીકા બંદોબસ્ત હોનાં ચહીએ.

**અકબર**—અચ્છા દેખતેંહે ક્યા હોતાહે! બીરબલ ઉસકું જો ખરચી ચહીએ સો દેનાં.

**બીરબલ**—બહોત અચ્છા સરકાર.

**શેરબેક**—ખુદાવીંદ એક દુસરી મેરી અરજ હે.

**અકબર**—ક્યા અરજ હે?

**શેરબેક**—મેં જહાં તલક બુંદીકોટા જાકર પીછા આઉં વહાં તલક યહ ચાંપરાજ હાડાકું બંદોબસ્તમેં રખના ચહીએ. ક્યું કે ખાનગી જાસુસેસેં વો ઉસકી ઓરતકું ખબર ભેજદેવે તો મેરી તકલીફ સબ બરબાદ જાવે.

અકબર—અચ્છા, એસા બંદોબસ્ત કરનેમેં આયગા, ઓર તેરેકું યહ બાતકા છેવટ થોરા રોજમેં દેના પડેગા.

શેરબેક—બહોત અચ્છા નામદાર, મેં આજ સાંમકું યહાંસે નીકલુંગા.

અકબર—(બીરબલ પ્રતિ.) બીરબલ જહાં તલક શેરબેક આવે વહાં તલક ચાંપરાજકું તુમારે વહાં રખના.

બીરબલ—નામદાર, હુકમ માફીક કરૂંગા.

અકબર—બીરબલ, અબ નીમાજકા વકત હુવાહે બાસ્તે કચેરી બરખાસ્ત કરો.

બીરબલ—પધારીએ સરકાર.

(સૌ જાયછે.)



# ચાંપરાજહાડો ને સોનરાણી

## નાટક સપ્તાંકિ.

— ❦ —

### અંક ૨ જો.

સ્થળ—બુંદીકોટા.

પાત્રજન.

શેરબેઠ..... ......................અકબરશાહનો એક અમીર.
માલણ........................એક કુટણી.
ચાંદમીયાં... ......................શેરબેકનો સીપાઈ.
સોનરાણી........................ચાંપરાજની રાણી.
સુબોધા }
સંગિતભદ્રા }........................સોનરાણીઓની દાસીઓ.
કુઈબા.............................માલણ.

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—બુંદીકોટાનું પાદર.

પાત્ર.

શેરબેક, માલણ, ચાંદમીયાં,

**શેરબેક**—(બુંદીકોટામાં આવી ઘણી એક તજવીજ કરી, પણ ફતેહમંદ થાય એવી આશા ન જણાયાથી એક માલણથી સતલસ કરી તેને મોકલી છે અને તેની રાહ જોતો વિચાર કરેછે) મૈં ઈધર આયા, તંબુ ડેરા ખડા કીયા, તકલીફભી બહોત ઉઠાઈ, મગર જબ ગાઉંમેં ઉસકા મુંભી કીને નહીં દેખાહૈ, તબ અપની ક્યા બીસાતહૈ ઉસકી નેકીમેં ખલલ પહુંચાવે, યહ બાત કભી હોનેવાલી નહીં અબ શિરતો મેરા જરૂર જાયગા, મૈંભી કૈસા નાદાન કે રજપૂત કે ઘરમેં ઘુસનેકા એસા બે અખતીયાર કામ હાથ લીયા, બહોત બે સમજકી, મગર હોનેદો, ક્યા હોતાહૈ દેખતેંહે, અભી તક માલનકું ભેજીહે સો ક્યું નહીં આઈ!

**માલણ**—(પ્રવેશ કરીને રોતી રોતી.) વોય! મારા બાપરે! મારો પગ ભાંગી ગયો! મારૂં માથું ફોડી નાંખ્યું! મોત આવ્યું રે! હાયહાય!

**શેરબેક**—ક્યા હુવા પરવરદીગાર, રસ્તેમેં ગીર પડી કે ફીતુર કરકે પીછી આઇ! પાંઊ કૈસ ટુટ ગયા! મેરા કામ કુછ હુવા કે પાંઊજ ટુટ ગયા; દશ હજાર સોના મહોર મેં પાંચ પચ્ચીસ હકકે સબ ગલત!

**માલણ**—હું શું કરૂં! અરે! મેં છલબલતો એવું ચલાવ્યું કે છ ચોકી સુધી તો આદમીયોને લાંચભીચ દઈ ફોડીને ચાલી ગઈ; પણ સાતમી ચોકીએ એક આંધો રામદાસ કરીને રહે છે; તેણે એવો સખત માર માર્યો કે એક પરમેશ્વરે જીવતી રાખી છે, નહીં તો અહીં સુધી પહોંચવું કઠણ હતું; છેતો બેય આંખે સુરદાસ, પણ એવો હુંશિયાર પરિક્ષક, કે કોઇ પણ તેની પાસેથી અજાણ્યું માણસ અંદર જઇ શકે નહી, અને હુંતો પુરાણી ગોલી, જનાનામાંથી બાતલ કરેલી, તે મારોતો એકદમ ધીમો સુર પણ પારખી કાઢીને એવો ધોકો ફેરવ્યો કે માથું ફોડી નાખ્યું, ને ઢીચણ ભાંગી

નાંખ્યા, સો વિસામે આંહી સુધી પહોંચીછું, વળી હાડાજી દિલ્લીથી આવે ને શિક્ષા થાય તે જુદી!

શેરખેક—ઉધર તક પહુંચો, તબ તેને ઉસકા મું ક્યું દેખા નહીં!

માલણ—મુખ્તો મેં આગલ જોયું છે ઘણીવાર, પણ તેથી તમારો અર્થ સરે નહીંતો! ને હવે એ રાણીની મુલાખાત થાવી કઠણ છે! કેમકે કાલ સુધીતો તે રાણી સૂર્યનું પૂજન પોતાની અગાશીમાં કરતીતી, ને આજથી તો તેણે મહેલની અંદર સૂર્યનો પ્રકાશ લઈ પૂજન કરવા માંડ્યું છે, માટે મીયાં, હવેતો કામ કઠણ છે!

શેરખેક—તબતો બેશક! મેરા શિર ગયા! ક્યું હો ચૂકા!

માલણ—મરદ આદમી આમ કાયર થઈ શું બોલોછો! ત્યારે બાદશાહથી હોડ કરી આમ આવવું નહોતું!

શેરખેક—કામતો તેરેસેં હોનેવાલા નહીં, મગર દામ જો હે સો ખુંચલે! ક્યા કુચ્છ ઈલાજ રહા હોવે તો બોલ!

માલણ—એક ઈલાજ ખરો છે, તે બતાવુંછું, ફીકર ન રાખો!

શેરખેક—દેખા તેરા ઈલાજ, મેંતો જાનતા હું કે શીરતો જાયગા, મગર યહ સબ માલમીલકત તે અવલસેં લે જાયગી, ઔર મુઝે જોગી ફકીર કર દેગી, મરૂંગા તો સચ, મગર લડકેકું તો કુછ દેજા.

માલણ—હું તારૂં છીનવી નહીં લઊં, હક કરેવાની છું, મારૂં માથું ગયા પછી તારૂં, એમ સમજજે!

શેરખેક—તબ એસા, તેરા ઔર મેરા દોનુંકા શિર જાયગા, મગર ઇસસેં ફાયદા ક્યા હે સો બોલ! અચ્છા અબ ક્યા ચહતા હે, દેખું તેરા ઈલાજ, ક્યા જુગત ચલાતી હે.

માલણ—તારા લશ્કરમાંથી બસેં આદમી, ને મારે બેસવાને એક રથ, તું લાવ્યો છું તે આપ, અને દાસીયું તો ગામમાંથી લઈ જઈશ, તેની તમારે ફીકર ન રાખવી, અને ચાંપરાજની જેસલમેર વાળી કઈ બની અંદર બેશક દાખલ થઈશ.

શેરખેક—(સાંભળી ખુશી થઇને) વાહ! કુદરત! બહોત અચ્છી જુગ્તી નિકાલી! અરે કીધર ગયા ચાંદમીયાં!

ચાંદમીયાં—(પ્રવેશ કરીને) સરકાર ફરમાઇયે ક્યા હે!

શેરખેક—અપને રથ જો સગ લાયે હે, સો તૈયાર કરો!

ચાંદમીયાં—ક્યું સરકાર ફતેહા તંબુમેં દાખલ! (માલણ સામું જોઇને)

સુરત તો બડી અચ્છી હે !

શેરબેક—( ગુસ્સે થઈને ) કમજાત. રજપુતકી રાની હાથ કરની રમત નહીં હે; યહતો ઉસકી લુંડી હે !

માલણ—( જરા ગુસ્સે થઈને ) મીયાં હું તો લુંડીછું, પણ તમે રથ ભેળા શા માટે લાવ્યા છો !

શેરબેક—વો તો દિલકી દિલમેં, અબ નહીં, પીછે કહુંગા !

માલણ—નહીં નહીં સાચું કહો.

શેરબેક—ક્યા બાત કહું ! ઉસકું તો રથમેં બીઠાકર મેરી ઓરત બનવા કે દીલ્હી અપને ઘરૂં લે જાનીથી, ઓર ઇધર તો મુંભી દેખને નહીં પાયા, યા પરેવર દીગાર ! હમ તો બે ઇજત હો ગયે ! માલન અબ તો તેં બરાબર તંત્ર ચલા તો મેરી ઇજત રહેવે.

માલણ—ફીકર નહીં, આ જાણુંછું, પણ બસે આદમીને રથ ગુપચુપ વાત જાહેર કર્યા વગર ચલવી લાલ ટેકરી પાસે હાજર રાખવાં, ને હું ત્યાં જઈ ભેળી થાઊંછું.

શેરબેક—કુછ ફિકર નહીં, ગુપચુપ રવાના કર દઊંગા, મગર યુહ કામ બહોત તાકીદસેં કરનાં, ક્યું કે મુઝે જો મહેતલ મીલી હે, ઉસમેં અબ થોરા દીન રહા હે.

માલણ—કાંઈ ચિંત્તાનહીં,આ વખત જરૂર ફતેહ કરીને આવીશ.

શેરબેક—અચ્છા તબજા. ( માલણ જાયછે ) ચાંદમીયાં ?

ચાંદમીયાં—( પ્રવેશ કરીને ) હુકમ સરકાર.

શેરબેક—ચલ સબ બંદોબસ્ત કરે.

ચાંદમીયાં—ચલો સરકાર.

( બંને જાયછે. )



## પ્રવેશ ૨ જો.

### સ્થળ—સોનરાણીનો મહેલ.

પાત્ર

સોનરાણી, સુબોધા, સંગિતભદ્રા, કુઈબા.

સુબોધા—અહા ! સુવીલાસિની, કમલ નયની મુગ્ધા રાજ બાળા ! તમારૂં શરિર દીન પ્રતિદીન કૃશ થતું જાય છે, મુખની

દીવ્ય કાંતિ, મહા મનોહર નીલોત્મલ કમલ જેવીસુંદર વદન પ્રભાએ બે માસ થયાં વિશેષ ઉદાસી ધારણ કરી છે એ શું !

સોનરાણી—બેની તું જાણે છે કે એ સર્વનું કારણ પ્રાણપતિનો વિયોગ છે, જ્યારે જ્યારે પ્રાણનાથ દિલ્હી પધારે છે, ત્યારે ત્યારે મારી આ દશા થાય છે, તે ક્યાં તુંથી અજાણી છે. તેમ હવે ઉત્તરોત્તર આવા હરેક વર્ષાર્ધ જાવા કઠણ છે; (યાદ આવ્યાથી ને ભોજનનો વખત મોડો થવાથી.) કેમ. હજુ સંગિતભદ્રાએ રસોઇ તૈયાર કરી નથી ! (સુબોધા તેની તજવીજ કરવા જાય છે તેવામાં સંગિતભદ્રા આવે છે.)

સંગિતભદ્રા—(પ્રવેશ કરીને) બાઈ સાહેબ, આજે ભૂલ ખાઈ ગઇછું, તેમાં જરા વિલંબ થઈ ગયો તે ક્ષમા કરશો, આપને માટે જ્વાર ને છાસની કાંજી બનાવવા જે કડાઈ લીધી, તેમાં ઘી હતું એમ પાછળથી ખબર પડી ! તેથી બીજા પાત્રમાં બીજી વખત બનાવવી પડી તેથી કાંઈ વાર લાગી છે.

સોનરાણી—તેની ચિંતા નહીં, પણ એવી ભૂલ ફરી ન કરવી કેમકે મારા વ્રતમાં ભંગ થાય, તો મારૂં જીવતર ધૂળ મળી જાય ! જા હું હમણા આવુંછું. (તે જાય છે.)

સુબોધા—બાઈ સાહેબ, વારંવાર કહેવું યોગ્ય નહીં, પણ આવું છેક નિરરસ ને નિસ્તેજ અન્ન તથા ફલાહાર આપ નિત્યશઃકરોછો, તેથી આપનું શરીર દૂર્બલ થતું જાયછે, અને તે અન્નવળી એકજ વખત આપ લીયોછો, તેથી મારી એટલી વિનતિ છે કે બે વખત લેવામાં શું હરકત છે ?

સોનરાણી—સખી, શીવ પૂજન તથા પતી નામ સ્મરણ સંધ્યાકાળ સુધી પુરૂં નથી થાતું તો નિયમ વિરૂદ્ધ તે પહેલાં ભોજન કેમ લઈ શકાય ! જ્યારે રાજા આહીં હોય છે, ત્યારે તો દશબજે રાજાજી જમ્યા પછી આજ્ઞા થતાં તુરત હું જમી લેતી, પણ આ વખતે પતિ વિયોગ કાળમાં બહુ વિચારથી વરતવાનું છે, હવે સારા ખાનપાન એ મારો વિષય નથી, પંચેદ્રિને વિકારજનક આહાર આ વખતે ન આપવો જોઇએ, જો એક શ્લોકનો ભાવારથ તુને કહુંછું તે સાંભળ ! અરણ્યમાં પવન પાણી ને પત્રનો આહાર કરવા વાળા એવા વિશ્વામિત્ર અને પરાશર ઋષીઓ કામને જીતી શક્યા નહીં, ત્યારે દૂધ, ઘી દહીં સહીત ચોખાનો આહાર કરવાવાળા મનુષ્ય

જો ઇંદ્રિનો નિગ્રહ કરી શકે તો વિંધ્યાચળ પર્વત સમુદ્રને તરી જાય, માટે સારા સારા ભોગના પદાર્થનો સંયોગ રાખવો, ને બીજી તરફથી મનને અંકુશમાં રાખવા પ્રયત્ન કરવું, એ અસંભવિત છે, મનનો ખોરાક નિતીના ઉપદેશ છે, ને આહારના પદાર્થ સ્થુળ દેહના પોષણને માટે છે, એ વાત ખરી, પણ મનોવિકારનું પ્રબળ પણ આહાર ઉપરજ આધાર રાખે છે.

**સુબોધા**—(સ્વગત.) આહાહ! આવો પતિવૃતનો નિર્મળ સૂર્ય જ્યાં પ્રકાશે છે, ત્યાં કયો મનોવિકારરૂપી અંધકાર દર્શન દીએ! (બઈ પ્રતી.) ઉપદેશ મૃતનું પાન કરી નમન કરૂંછું.

**નેપથ્યમાં**—ઉતારો કઈ જગોયે આપ્યો.

**સોનરાણી**—(ધોધાટ સાંભળીને.) સખી બહાર કોલાહળ શાનો થાયછે!

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને.) બાઈ સાહેબ, આપના સ્વામીનાથની ફુઈબા જેસલમેરથી આવ્યાં છે, બસો આદમી સાથે છે, અને રથમાં બેસીને આવ્યાં છે.

**સોનરાણી**—(જરા વિચારીને.) ફુઈબાને મેં તો ક્યાંથી જોયાં હોય, પણ એના ભત્રીજાનું રાજ છે આવે એમાં નવાઈ નહીં, સત્કાર બરાબર કરવો. (દાસી પ્રત્યે) ઠીક, બહુ સારૂં, આપણા સુત્રધારને કહી ઉતારાનો બંદોબસ્ત કરો, જેસલમેરવાળા છે માની માટે કાંઈ અપમાન થાય ને ચાલ્યાં જાય તો પ્રાણનાથને માઠું લાગે, જા ફુઈબાનો રથ આંહીં હંકારી લાવો ને જઈને કહે કે અંદર પધારો, પ્રધાનજીને જાણતો થઈ હશે તોપણ આદમી ઘોડા વીગેરેના બંદોબસ્તને માટે કહેવરાવજે.

**સંગીતભદ્રા**—બહુ સારૂં!　　(જાયછે.)

**સુબોધા**—બાઈ જેસલમેરમાં આપણા ફુઈબા છે! એ આટલા રોજ અજાણમાં જતું હતું!

**સોનરાણી**—હા! એની મુંને પણ ખબર નથી!

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) બાઈસાહેબ એ આવ્યાં!

**સોનરાણી**—(ઉભી થઈને) પધારો ફુઈબા!

**ફુઇબા**—(હળવેથી) અખંડ સોહાગ, સોનરાણી દુબળાં બહુ થઈ ગયાં છો, મારો ચાંપરાજ પરદેશમાં તે ચિંતા મોટી તો!

મુવા મુગલોનું કાસલ નિકળી જાય તો ઠીક !

સોનરાણી—ફુઈબા, ક્યાંથી આવ્યાં, ને ક્યાં જાઓછો ? ઘણા વરશે તમારા ભત્રીજાની ખબર લીધી !

કુઈબા—બેટા, જેમલમેરથી આવુંછું, ને દ્વારીકાં જાઉંછું, તો જાણ્યું કે રસ્તામાં મારા ચાંપરાજને મળતી જાઉં, ચાંપરાજનો સંદેશો પણ આવતો કે કોઈક દીવશ આણીકોર આવવું, આહીં તો સાંભળ્યું કે મારો ચાંપરાજ તો દિલ્લી ગયોછે, તો જાણ્યું કે સોઢીરાણી આંહી છે માટે ગામનો ટાળો કરી ચાલ્યા ન જવું, દીકરા, મારો હાડો છેલો દિલ્લી કેટલું રહેછે !

સોનરાણી—એતો છ મહિના દિલ્હીને છ મહિના આહીં રહેછે.

કુઈબા—(ગળગળી થઈ જઈને) અરરર ભગવાન ! મારો ચાંપરાજ છ મહિના દિલ્હી રહેછે ! ગજબની વાત છે ! કાંઈ પણ પ્રયત્ન કરી એનું દિલ્લી રહેવું છોડાવું તો મારા જીવને નિરાંત વળે ! સોનરાણી, સાચું કહું ! દુખ ન લગાડવું હો ! તમારૂં મુખ મારા ચાંપરાજને બરાબર નહીં હોય, નહિ તો પરદેશમાં છ છ માસ સુધી રહે નહીં!

સોનરાણી—(ગુસ્સે થઈને) ફુઈબા એવું કહેવું તમને ઘટારત નથી, તમે મારી રીતભાત જાણ્યા વગર તોલ બાંધી દોછો, એતે તમારી સમજણ કેવી ! કદી હું તો છોકરૂં છું !

કુઈબા—અરરર દીકરી ! દુખ લગાડ્યું કે? જો, અમે તો હવે વૃદ્ધ થયાં, અમારી અક્કલ અરધી !

સોનરાણી—ફુઈબા કાંઈ વિરૂદ્ધ બોલો તો દુખ પણ લાગે, બાકી કાંઈ સંબંધ મટી ગયો નથી !

કુઈબા—તે કાંઈ ત્રોડ્યો ત્રોડાયછે !

સોનરાણી—ફુઈબા બેસો, તમારે માટે કાંઈ નાસ્તો પાણી લાવું ! (જાયછે)

કુઈબા—(રાણીના ગયા પછી) સ્વગત—મહેલની નીશાની તમામ લખી લઉં. (લખેછે.)

સોનરાણી—(પ્રવેશ કરીને) ફુઈબા લ્યો, આ કાંઈ નાસ્તોપાણી કરો.

કુઈબા—સોનરાણી તારા વિના હું કાંઈ નાસ્તો પાણી કરીશ, તુંય તૈયાર થાતો ભલે, કાંઈ નાસ્તો કરશું.

**સોનરાણી**—હું તો ફુઇબા માત્ર એકજ વખત જવાર ને છાશ ગ્રહણ કરૂંછું, બીજું કાંઈ નહિ.

**કુઇબા**—અરર પ્રભુ! આમ જન્મારો કેમ જાય! આપણે સ્ત્રી જાત! તારી ઉમર વીશ વરશની! આ અવસ્થામાં આટલું સંકટ શરીરને!! ઘેલી છોડી દે આ ઢોંગ ઢંગ! ખાવું પીવુંને મોજ કરવી. ગયો અવસર ફરીને નહીં આવે, છ માસ તે શું મોટી વાત છે, હમણાં મારો ચાંપરાજ આવી પહોંચશે! આમ એકલાં મહેલમાં દહાડા તે શી રીતે જાય! સુનકાર જેવી પડી રહેછે તે શું! ગાંડી દેહ પાડવી છે કે શું! હું આહીં આવીને તારી આવી ટેવ ન મટાડું તો મારો ચાંપરાજ પણ મુંને ઠપકો આપે અને કહે કે ફુઇબા-એ એટલી સમજણે ન આપી, ખાવું પીવુ લહેર ને એશ કરવો, હોય! સમય છે! નોકરીએ પણ જવું પડે.

**સોનરાણી**—(રૂસે થઇને) ફુઇબા, તમને દુખતો લાગશે પણ કહુંછું કે જે સ્ત્રી ક્ષત્રીના ઊચાકુળમાં ઉત્પન્ન થઈ છે, ને જે શુદ્ધ રજપૂતાણી છે, તેના મુખમાંથી આવાં વચન કદી નિકલતાં નથી! જેનો સ્વામિ પરદેશમાં ગયો છે, તેને સારા ખાનપાનાદિકની શી જરૂર છે? તેણે સારા અલંકાર વસ્ત્રાદિક પરિધાન કરી કોને રંજન કરવો છે! તેનું મનતો જેવી રીતે ચકોરનું ચંદ્રમાં, ચાતકનું વર્ષામાં, ગ્નાની સંતનું બ્રહ્મરસમાં, ને સુમનું દ્રવ્યમાં, લાગી રહે છે, તેમ પતિવ્રતા સ્ત્રીનું અંતઃકરણ પોતાના સ્વામિના પવિત્ર સ્મરણમાં, ને મૂરતી ધ્યાનમાં નિશદીન ગુંથાયલું રહે છે, તેને અલંકાર અગ્નીવત્ સુવસ્ત્રોનું પરિધાન શૂન્યવત્, પંચ વિષયના પદાર્થો વિષયવત્ અને સારાં મંદીર અરણ્યવત્ લાગે છે, માટે ફુઇબા, આપે મને એવો ઉપદેશ કરવો જોઇએ કે જેથી હું મારા વ્રતને પતી સ્મરણમાં-થી ચલીત ન થાઉં.

**કુઇબા**—ધન્યછે સોનરાણી ધન્યછે! એમજ રાખવું જોઇએ; શરીર પડી જાય તો પણ શું થયું! કુળની રીત મર્યાદને કદી છોડવી નહીં, હુંતો તારૂ માત્ર શરીર જોઇને બળી જાઊંછું, બીજું કાંઈ નથી, તારા દેહની તારે પરવા ન હોય તો મારે શાસારૂ કહેવું જોઇએ!

**સોનરાણી**—(તને ઠારવા સારૂ) ફુઇબા, આપનું માથું ગુંથું?

**કુઇબા**—તારી મરજીમાં આવે તેમ કર, આપણે કાંઈ કહેતાં

નથી, આધું પાછું બોલી જવાય તો તને વળી—

**સોનરાણી**—લીયો ત્યારે ગુંથુ. (ગુંથેછે ત્યારે તેને શરીરે પરસેવા જોઈને

**કુઈબા**—સોનરાણી, આજતો બફારો બહુ થાયછે, જો, તારા શરિરપર પણ પરસેવાના ઝેમ વળી ગયા છે! ઉનાળાના દહાડામાં ત્રણ વખત નહાવું નીકર રોગ થાય!

**સોનરાણી**—ફુઈબા, વૃદ્ધ થયાં, તોપણ મોજ શોખની વાત વહાલી બહુ! ને વાક ચાતુરીમાં પણ હુંશિયાર!

**કુઈબા**—રાણી, તારો સ્વાભાવ તરેહવાર જણાય છે, મેં કાંઈ તારી માફક દુખ નથી વેઠયાં! જે મને મોજ શોખ યાદ ન હોય!

**સોનરાણી**—(વળી કુઈબાને દુખ લાગેલુ જોઈને) ફુઈબા, ચાલો આપણા નજરબાગમાં હોજ છે, તેમાં નહાઈએ, ધોઈએ પછીછે કાંઈ!

**કુઈબા**—(સમય જોઈને) સોનરાણી હુંતો ચાલીશ, રસ્તે સ્નાન ધ્યાન કરીશ.

**સોનરાણી**—મારા સમ છે જો હવે આવું બોલોતો! હુંતો છોકરૂં, મારા બોલ્યા સામું ન જોવું?

**કુઈબા**—નહીં નહીં, ચાલવું એતો મારો નિશ્ચય છે, સ્નાન કરીને પછી ચાલીશ, પણ તું મને અહીંથી મારા છોકરાને માટે સંભારણું શું દઈશ તે કહે! જોઊ તો ખરી તારૂં હેત! સાચું હશે તો જણાઈ રહેશે!

**સોનરાણી**—જે આપ કહો તે આપું, પછી શું ફુઈબા!

**કુઈબા**—(કટાર તથા રૂમાલ તરફ દ્રષ્ટિ કરીને) છોકરાને રમ્યા જેવાંતો આ બેછે, વાસ્તે સોનરાણી આ કટાર ને રૂમાલ મારા છોકરાને માટે આપ.

**સોનરાણી**—ફુઈબા, એ કાંઈ કીમતી વસ્તુ નથી જે આપતાં અચકાંઊં, પણ એ તમારા ભત્રીજાની આપેલી વસ્તુઓ છે, તે મારે પુજામાં કામ આવેછે માટે કાંઈ બીજું માગો.

**કુઈબા**—તે મારે ઘેર કાંઈ વસ્તુઓની ખોટ નથી, આતો જીભથી એ નિકળ્યું માટે આપવું હોય તો ભલે; નહિતો કાંઈ નહીં. (જરા ગુસ્સો બતાવીને) સોનરાણી, મારો રથ સરંજામ તૈયાર કરાવ.

**સોનરાણી**—(જરા વિચારીને) સ્વગત—મારે પ્રાણથી પણ અધિક ને બીજી તરફથી જોતાં વસ્તુઓ નજીવીછે, તેટલા સારૂં દુખ

મનવવું એ ઠીક નથી! કાંઈ ફીકર નહીં, પ્રાણનાથની આ છબી છે તેથી બીજું શું વિશેષ છે! તેની સેવા પુજા બસછે! (પ્રકાસ) ફુઇબા ભલે લેજો પણ નહાવા ચાલો.

કુઈબા—ના. એમાંય રાણી લોભ લાગતો હોય તો મારે ન જોઇએ, મારે પણ તારો પ્રતાપ છે, પણ મનતો પાઇની વસ્તુમાં પણ લાગે, લે ચાલ નહાવા ઉતાવલી થા.

સોનરાણી—ચાલો ત્યારે હું અંદરથી અંઘોળ સુગંધી લાવું.

કુઈબા—લઈ આવ! (જાયછે) હવે નહાય ત્યારે અંગનું કાંઈ ચિન્હ જાણી લેવું, એટલે તમામ મહેનત પાર પહોંચે!

સોનરાણી—(પ્રવેશ કરીને) આ લો ફુઇબા!

કુઈબા—ચાલ.

સોનરાણી—સુબોધા નજરબાગ—

સુબોધા—બાઈ સાહેબ આમની તરફ આવો—

(એમ કહી સઉ નીકળી જાયછે.)

# પ્રવેશ ૩ જો.

**સ્થળ—બુંદીકોટાનું પાદર.**

**પાત્ર.**

**શેરબેક, માલણ, ચાંદમીયાં**

**શેરબેક**—(સ્વગત.) માલનકું ભેજીહે, સો અબીતક આઈ નહીં, આદમીભી લેકર ગઈહે! યા ખુદા! મુઝે ફકીર કર દેગી! પંદરાસો સોના મહોરતો ઉસકી સંદુકમેં દાખલ હો ગઈ.

**માલણ**—(પ્રવેશ કરીને.) મીયાં સાહેબ, સલામ છે!

**શેરબેક**—(એકદમ આશ્ચર્ય પામીને) ક્યું આઈ! ફતેહ કે ફકીરી! મુલાખાતકા નકી કીયા?

**માલણ**—શેરમીયાંજી કામ મોટું, ને ખરચ છોટું, એની મુલાખાતતો તમારો પીર આવે તો પણ થાવાવાળી નથી, મુલાખાત તો શું! પણ મોંએ દેખવાના વાંધા સમજજો.

**શેરબેક**—(નારાજ થઈને.) તબ હો ચુકા, શીષ ધડસે જુદા બારાસોભી ધૂલમેં ગુમાઇ, (જરા ગુસ્સે થઈને.) તબ તેને ક્યા કરામતકી! એસાતો મુઝેભી આતાથા.

**માલણ**—(જરા ધીરજથી.) આમ ગુસ્સે કેમ થાઓછો, તમારૂં નીમક ખાઈ હરામ કર્યું નથી, તમારો જાન બચે, ને ચાંપરાજ હાડાનું માથું જાય એવો ઇલાજ કરીને આવીછું.

**શેરબેક**—જો હોવેસો માલની, તાકીદસેં કહદે, મેરેકું તો ખુદાને ભૂલાયા, નાહિંતો મે એસા કામ કભી હાથ નહીં લેતા, મુઝે માલુંમ નહીં કે ક્ષત્રીમેં એસી નેકી ટેકી ઓર જનાનેકી સચ્ચી હોગી.

**માલણ**—સચ્ચાઈ તમને માલુમ નથી, કદી ચાંપરાજહાડો આહીં હોય ને તમે આવી તજવીજ ચલાવતા હોને તે તેના જાણવામાં આવે, તો મારા, તમારા, ને સૌ આદમીના બાર વાગી જાય! ટુકડે ટુકડા કરી નાંખે, રજપૂતના તેજને શૂરાતન જોયાં નથી મીયાં! મારા જાનની ખુવારી હજીઆગળ થાવીછે, ભગવત કરેતે ખરૂં.

**શેરબેક**—યહ બાત સબ એક બાજુ રખ, લેકીન મેરા જાન કેસેં બચેગા, સો બોલદે.

**માલણ**—મેં એવું કર્યુંછે કે એક કાગળમાં બધુંય એટલે તેનો મહેલ, તેનું શયનગ્રહ, મહેલની દિવાલો, તેપર ચિત્રામણ, તે ગૃહમાં રાખેલી વસ્તુઓ, તેની નિશાની, સોનરાણીના શરિરનો વર્ણ ઘરના દાગીનાના નામ ઇત્યાદિક બધું જોઇ તપાસીને લખી લીધું છે, બરાબર યાદ કરીને કહેવું, બોલો હવે તમારો જીવ બચશે કે નહીં!

**શેરબેક**—ઇસસેં તો મેરા જાન બચે યા ન બચે, લેકીન વો કહેગા કે તેં તજવીજ કરવા કે યહ સબ હકીકત લાયાહે તબ ક્યા કરનાં.

**માલણ**—તમે મારા ખાવીંદછો, તમારો જાન ન બચાવું તો મારી જાતમાં ફેર! એટલી વાત જ્યારે તે રદ કરે ત્યારે આ રૂમાલ ને કટાર રજુ કરવો, (આપે છે) જેની સેવા પુજા માટે ચાંપરાજે તેને રાણીને આપેલાં તે બીજા કોઇને આપે! કેમ! હવે કાંઈ બાકીછે!

**શેરબેક**—શાબાશ! ખુદા ખેરીયત કરે! બીસ મીલ્લા! અબ હો ચૂકા, બોલ ક્યા તુઝે દેઉં!

**માલણ**—જે મીયાં સાહેબની મરજી!

**શેરબેક**—કુછકું કમતી હોવે! દોસો સોના મહોર!

**માલણ**—ભાઈ, હવે હજારૂંમાંથી સોએ વાત આવી ! હજી બારે વાત બાકી રહી.

**શેરબેક**—ક્યા હે મેરી કસમ, તબ દો હજાર ! અબ તેરા દિલ ખુશ !

**માલણ**—જ્યારે કટાર રૂમાલની વાત પણ મારી જાય ત્યારે કહેવું કે તારી ઓરતની ડાબી જાંગપર એક પૈસાભર જગામાં કાલો ડાઘ છે, કેમ હવે કાંઈ ઓછું ! મારા ખાવીંદ !

**શેરબેક**—બસ બસ યહ સચ્ચા હોવે તો તેને તો મુઝે દુનિયાકા તખ્ત દીયા ! અબ મેરા રસ્તેકા ખર્ચ બાદ કર સબ તુજે દેતાહું; પ્યારી દોસ્ત યાદ રખના, દિલ્હી આનાં, ઓર અપને ઘરૂં ઉતરનાં.

**માલણ**—સારૂં હવે હું પણ ઘેર જાઊછું, તમારે ખાતર મેં ઘણી ઊંઘ ખોટી કરી છે.

**શેરબેક**—તેસેં મેંને ભી તેરે ખાતર બહોત સોના મહોરાં ગુમાઈ હે !

**માલણ**—નહીં નહીં એતો હું મશ્કરી કરૂંછું ! હવે રજા લઊંછું.

**શેરબેક**—બહોત અચ્છા હમભી કલ બડી ફજરમેં કુચ કરેંગે.

**માલણ**—મહેરબાની રખનાં.

**શેરબેક**—તુમારી મેહેરબાની ચહીએ. (માલણ જાયછે.) ચાંદમીયાં!

**ચાંદમીયાં**—હુકમ સરકાર.

**શેરબેક**—કલ બડી ફજરમેં કુચ કરનેકા હે. બાસ્તે રસાલેમેં સબકું ખબરધી પહુંચાનાં.

**ચાંદમીયાં**—અચ્છા સરકાર.

**શેરબેક**—અચ્છા તબ ચલ મેભી આતાહું. (બન્ને જાયછે.)



ત્રીજો અંક સમાપ્ત.

# ચાંપરાજહાડો ને સોનરાણી

# નાટક સપ્તાંકિ.

## અંક ૪ થો.

સ્થળ—દિલ્લી.

પાત્રજન.

| | |
|---|---|
| અકબર ........... .......... | દિલ્લીનો પાદશાહ. |
| કાજી .......................... | ન્યાયાધિશ. |
| બિરબલ ................... .... | પ્રધાન. |
| પહાડસિંહ, શેરબેક, .. .................. | ઉમરાવ. |
| ચાંપરાજ ...................... | બુંદીકોટાનો રાજા. |
| ગંગકવિ ........................ | રાજકવિ. |
| વિમળમતી ... ........... ... | પહાડસિંહની સ્ત્રી. |
| વિજયસિંહ ..... ............... | તેનો પુત્ર. |



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—દિલ્લીમાં અકબરની કચેરી.

પાત્ર.

અકબર, વિદુષક, કાજી, બીરબલ, પહાડસિંહ, ગંગકવિ, શેરબેક.
ચાંપરાજ.

**અકબર**—ક્યું? બીરબલ રાજનુંકા બ્યવહારે ઓર બરતનુક કૈસી ચાહીએ? ઉસ્કા એક ઉદાહરણ બિસ્તારસેં કહો!

**બીરબલ**—જહાંપનાંહ, નામદારને આઈન અકબરીમેં કુચ્છ બાકી નાંહીં રખીહે; ઉસસેં જાસ્તી મેં ક્યા કહું.

**અકબર**—તબ મેંને કુચ્છ દરખત આગે પ્રશ્ન નહીં કીયા હે; જો તેરી અકલમેં હોવે સો બોલ!

**બીરબલ**—નામદાર રાજનુકા બ્યવહાર દરેખતકે માલી જેસા હે!

**અકબર**—ઐસા કીસ તરેહસેં હે?

**બીરબલ**—એક રાજનિતીજ્ઞાતા પુરૂષને કહાહે કેઃ—

કવિત.

છોટે છોટે ગુલનકું, સુરેનકી બારી કરે,
પાતરેસેં પેંધા પાની પોખ કર પારીવો;
ફુલે ફુલ વાજનકે, ફુલ મોરી લેવે ખરી,
ધને દરખત એક ઠોર તે ઉખારીવો.
નીચે પરે પાવનતે ટેક દેદે ઊંચે કરે;
ઊંચે બઢ ગયે તે જરૂર કાટી ડારીવો.
રાજનકું માલીનકું, દીનપ્રતિ દેવી દાસ;
ચાર ઘરી રાત રેહે, એતનો બિચારીવો.

**અકબર**—બહોત અચ્છા ખુલાસા કીયા? મગરે બીરબલ ચાંપરાજ હાડે કે રાજમેં સબ ઉસ્કે ધર્મશાસ્ત્ર માફીક બ્યવહાર ચલતા હે; ઓર ઉસ્કું સત્યવક્તને જો કહાયા સો ઊને અપનેકું કહા હે. તબ ઉસમેસ નઈ બસ્તુ ક્યા કરની જરૂર હે, સો જાહીર કરનાં!

**બીરબલ**—ખુદાવિંદ, નામદારનેભી બાળ લગ્નકી મનાઈ કીહે; સતિકા ધારા ઉસ્કે રાજમેં બંધ નહીં હે. ઓર આપને ઉસ્કા પ્રયાસ કીયા હે; સો અચ્છી તરેહસેં ઓરતોકા જાન બચતા હે. મગર ખુદાવિંદ એક બડા દુષ્ટ રીવાજ ચલતા હે; સો કીયાકે બેટીકા પેસા માબાપ લેતેહે, જીસ્કું સંસ્કૃતમેં કન્યા બીક્રય કહતે હે. ઓર સો રાહ ઉંચ જ્ઞાતિમેંભી બહોત ચલતી હે.

**કાજી**—હાં હાં ખુદાવિંદ, યહ બાત સચીહે, મેંને આખુંસેં, એસા બહોત દેખાહે, બારા બરસકી બેટી ઓર બાસઠ બરસકા ઉસ્કા ખાવિંદ, યા કુદરત પરવર દીગાર, ઉસ્કા માબાપ અપની બેટીકે બજનસેં દુપ્પટ દામ લેતે હે; કમતીમેં કમતી દો હજાર સોના મહોર તક પહોંચ જાત હે?

**વિદુષક**—ખુદાવિંદ કાજી સાહેબ કહતે હેંકે આંખુસે દેખા, વોતો જૂઠહે; કાનસેં સુના હોગા. પાંચ બરસકી બેટી ઓર પંચાનું બરસકા ખાવંદ, રામ બોલો ભાઈ રામ! એસા લગ્નસેં કીયા હોવે કામ?

**અકબર**—પૈસાકી બાત સચ કહતે હે કે જૂઠ?

**વિદુષક**—એ પણ સાવ ખોટું, ગગી પરણે ત્યારે આસામી બંધાય નહિ? નામદાર નશીબનું પારખું તો ત્યાંજ છે? જીતની બેટી ઇતની ભરા ગઈ પેટી; ઓર જીતને લડકે વો સબ આગકે ભડકે. નહિં નહિં ભૂલ ગયા. જીતની બેટી ઇતની ચલતી હે પેઢી!

**અકબર**—બીરબલ? બમન લોક જીસ્કે શાસ્ત્ર અપને શોધન કરતેહે, ઓર જીસ્કું બડે પાક ગીનતેહે, ઓર જીસ્કે મનુ સ્મૃતિકી રાહસેં અપને ચલને મંગતેહે, ઉસ્મેંભી એસા નીચ કીસ્સા ચલતાહે, લખલાનતહે વો બમન લોગુકું!

**કાજી**—હાં હાં નામદાર, કીસબી લોક અપની બેટીસેં કીસબ કરાતેહે; ઓર દામ લેતેહે, ઇસ તરેહસેં યહ લોકભી જન્મ પર્યંતકા દામ એકીદમ લેતે હે.

**બીબરલ**—નાહિ નાહિ આખીર હમારે હિંદુ હે, તુમ યહ બાત કરતેહો મગર ઉસમેં બડા તફાવત હે.

**અકબર**—કીયા તફાવત હે?

બીરબલ—યહ લોક અપની બેટી એક ખાવીંદકું સુપ્રદ કરતેહે યહ કીસબ ગીના નહીં જાતા ?

વિદુષક—ઈ કસબ નહીં, ઇતો કસબનો ભાઈ.

કાજી—હાં ખુદાવીંદ યહ મુકરર કીસબહે કયું કે પાંચ બરષકી બેટી ઓર નેઉ બરસકા ઉસકા ખસમ બેટી જબ કુચ્છ ઇશક બાત સમજતીહે, તબ ઉસકા ખાવીંદ કબર દાખલ હોતાહે; નામદાર પીછે વો ઓરત છીનાલાકરતીહે, ઓર,સુનાહે કે ગર્ભપાતભી ઉસ ન્નાતમેં બહોત હોતાહે કિસબહે વો જાહીરહે ઓર યહ અંધેરેમેં ખુદાકી નજરમેં કિસબ હોતાહે.

અકબર—એસીહરામ બતાસેં યહલોગકું સજામિલનીચહીએ.

બીરબલ—નામદાર સજાતો અવલસેં પરવર દીગારને દીહે.

અકબર—ક્યા સજા દીહે ?

બીરબલ—નામદાર સબ બમન સારે હિંદુસ્થાનમેં જો બડે ખ્યાતિ વાલેથે, ઓર જીસકું બડે બડે રાજન રાજસન્માન દેતેથે વો અબ ભિક્ષા મંગતેહે ઓર તુચ્છ ગીને જાતેહે.

વિદુષક—ઇતો એક પહોરના ભિક્ષુકને ત્રણ પહોરના રાજાતો!? એને તો અમે મજા ગણીએ છીએ ?

અકબર—બિરબલ સતીકા ધારા માફીક ઇસ બાતકાભી કુચ્છ બંદોબસ્ત કરના ચહીએ!

બિરબલ—નામદાર યહ પાદશાહુંકા કામ હે, ઉસકાભી એક ધારા નીકાલના ચહીએ.

અકબર—જબ ઇસ બાતમેં બારીક દેખતેહે તબ બહોત જગતમેં ખરાબી દીખ પડતીહે, કયુંકે પૈસાકી લાલચસેં જબ માબાપ જઇફ ખાવીંદકું અપની બેટી દેતેહે તબ ઉસસેં પ્રજાભી નબલી હોતીહે, ઓર અપની પ્યારી બેટીકું પરવર દીગારકા દીયા સુખકા લાભભી વો જઇફ ખાવીંદસેં નહીં મીલતા, ઓર યહ રશમસેં હિંદુકું બડી શરમીંદગી હે ઉસમેંભી બમન સબ હિંદુસ્તાનકે તંત્રકે રચને હારે વો જબ એસે નીચ કૃત્ય કરતેહે, તબ ઉસસેં ખુદાકી નજરમેં

બડા અપરાધી કોઉ નહીં એસે લોકકુંમેરે રાજમેંસે દેશ નીકાલ કરના, ઓર ઇસકી મીલ્કત રાજમેં જપ્ત કરનાં, કે ફેર એસા કભી નહીં કરે; ઓર અપના યહ ધારાસેં આગેભી કોઉ બિચારવંત પ્રજા હીતેચ્છુ રાજા એસી રાહ અપની પ્રજામેં ચલાવે.

બીરબલ—બહોત અચ્છા ખુદાવિંદ મુગલ બદશાહકી દુવાઇમેં યહ ધારા જેસા દુસરા કિર્તિ ઉમ્બતર નહીં હે, પ્રજાકી ઓર ઓરત જાતકી આપકું બહોત દુવા મીલેગી, કયું ગંગ કવિ?

ગંગકવિ—બડા દુષ્ટ રીવાજ હે?

કવિત.

દ્રવ્યકો હે પ્યાસી પૂરો, શૂરો નિજ પૂત્રી પર,
સ્વારથી અંધો પડત, પિતા પાહાપી ફંદમેં;
તરૂન હે પ્યારી જાયા, કંચન જેસી હે કાયા,
બેની છેલીકું છોડત, જઇફકાહી છંદમેં;
પ્રેમકું દીયા બીસારી, ખુવારી કીની હજારી,
છૂટને ન બારી જાતી, નર્ક તામીશ અંધમેં;
કહે ગંગ દિલ્હીપતી, પિતા દેત પેટ પાળી,
પ્રભુ દીની ભેટ પ્યારી, ડારત દૂખ દ્વંદમેં.

અકબર—બિરબલ,વોશેરબેક ઉધરગયાથા, ઉસકા કીયા બયા?

બીરબલ—વો કલ સામકું આયા હે, ઓર આજ કચેરીમેં આકે ખુદાવિંદકું કુરનસ બજાકે રોશન કરેગા.

શેરબેક—(પ્રવેશ કરીને) પાદશાહ સલામત નીબા રોશન મેરી કુરસન બંદગી આલિજાનીમે પહુંચાતાહું.

બીરબલ—આઓ શેરબેક કયા હે? કબ આયા?

શેરબેક—હાં સાબ, મેં બહોત ખુશ મઝેસેં કલ શામકું આયા!

અકબર—અચ્છા તેરી કયા હકીકત હે સો જાહીર કર.

બીરબલ—શેરબેક, જહાંપનાહ હુકમ કરતેહે કે તુંમ વો દીન શરત કરે ગયાથા ઉસકા તુંમને કયા અહવાલ તેયાર કીયાહે સો નામદાર સુના ચાહતેહે.

શેરબેક—જહાંપનાહ,મેને વહાં જાકે બડી ખાહેશસેં તકલીફ

ઉઠાઇથી, અલબત કામ બહોત મુશ્કિલ થા, મગર હજુરકે તુફેલસેં મેરી મુરાદમેં ફતેહમંદ હુંવાહું; અગર ઇસ બાતકી જીભાનસેં કહનેસેં ખાત્રી ન હોવે તો કુછ હકીકતકે પુરાવા દીયા ચાહતા હું.

અકબર—અચ્છા કીયા પુરાવા હે ?

શેરબેક—નામદાર, વો ઓરત માનંદ ગુલકે બહોત ખુબસુરત હે, ઓર ઉસકા ચેહેરા ખુશનુમા હે, હમેશ હરગીઝ મરદકી ખાહેશમેં ઇંતેજાર હે, કદમેં નાજુક હે,ઉસકે રહનેકા મહેલ ઉત્તરકી બાજુમ ઓર ઉસકુ પાંચ ખીડકી તખ્ત ઝવેર ઓર હીરા માનેકકા હે, ઓર વો ઓરતકે બદન ગોર હે. હુકમ ઇલાહીસેં ઉસકી સાથ મેંને બહોત મઝેસેં એશ આરામ કીયા હે.

અકબર—કયું ચાંપરાજ યહ ક્યા બાત કરતે હે ?

ચાંપરાજ—નામદાર, યહ હકીકતમેં કુછ બડી બાત નહી હે ! ઇધર બેઠેહી કોઉભી મેરી રૈયત યહ હકીકત જાહીર કરે એસી હે કોઉસેંભી ઉને ખબર મંગવાઇ હોગી.

બિરબલ—ખાવિંદ, હકીકત કુછ બારીક નહી હે.

કાજી—જહાં પનાહ, ઇસમેં ક્યા હકીકત વો લાયા હે ?

શેરબેક—નામદાર, અગરે ઇસ ફીદવીકા કહના ઇતની બાત સે ઇતબાર કારક ન હોવે તો ઉસકી નીશાની અબી રજુ કરતાહું. જો મુજે ઊને પ્યારકે ખાતર દીહે સો યહ હાજર હે.( કટાર તથા રૂમાલ આપે છે.) મેરી માશુકને રવાનગીકે વકત અપની દોસ્તીકી નીશાની ખાતર યહ કટાર રૂમાલ ઉસકા ખાવિંદકા મુજે ઇનાયત કીયા હે.

અકબર—બીરબલ, યહ બસ્તુ ચાંપરાજ હાડાકું બતલાઓ, શેરબેકકી બાત અબ બીલકુલ ગલત નહીં હે.

બિરબલ—ખુદાવીંદ ઇસેભી ઉસકી નેકીમે ઉને ખલેલ પહુંચાયા એસા સાબિત નહી હોતા.

કાજી—બાતમેં કુછ અલબત સંદેહ હે, મગર યહ બસ્તુ મંગવાના કુછ મુશ્કિલ નહી હે !

અકબર—કયું ચાંપરાજ તુમારા કયા મત હે?

ચાંપરાજ—નામદાર, અલબત મેરે દિલમેં બી કુચ્છ અંદેશા

ઉત્પન્ન હોતા હે; લેકીન ઇસેંભી મેરી ઓરતકી નેકી બર બાદ નહીં હોતી.

શેરબેક—ખુદાવીંદ, ઇસ બાતસે કભી મેરા કહના બાવરે ન હોવેતો એક ઓર દલીલ જો બહોત બારીક હે સો દીયા ચાહતાહું. લેકીન કચેરીકે બિચમે કહનેસેં મુઝે શરેમ લગતી હે, મગર કહતાહું કે વો ઓરતકી ડાબી જાંગપર પયસાભરે જગેમેં કાલા ડાઘ હે, ઇસ બાત પરસે આપ દરિઆફ્ કીજે કે મેને ચાંપરાજકી ઓરતકું બે હુરમત કી હે કે નાહી. ?

ચાંપરાજ—(શરમાઈ નીચું માથું કરેછે.)

અકબર—બસ બસ, અબ જાસ્તી શેરબેક મત બોલ.

બિરબલ—જહાંપનાહ, અંદેશા રખને જેસા નહી હે, લુગાઇ લોગુંકા ક્યા ભરૂંષા ?

કાજી—હાંહા, અબ યહ બાતકી જાસ્તી તજવીજ કરનેકી કુચ્છ જરૂર નહી હે અબ હો ચુકા.

અકબર—કયું ચાંપરાજ ઠાકોર ?

ચાંપરાજ—નામદાર, અબ મેં કુછ કહ સકતા નહી હું, અબ શરેત માફીક આપ જીસ વક્ત ફરમાઓ ઉસ વકત મેં મેરા શિર દેનેકુ તેયાર હું.

અકબર—શેરબેક, અલબત તેરી બાત રાસ્ત હે, હમકું કુછ અંદેશા નહી હે, તેને ખુદ ચાંપરાજકી કટાર રૂમાલ ઓર જાંગ પરકા નીશાન વો સબ બાતકા તિલાસ કીયા હે ઓર જો જાહીર કીયા વો ચાંપરાજભી કબુલ કરતા હે, તેને બેશક ઉસકી ઓરતકુ બેહુરમત કી હે, અબ ચાંપરાજ ઠાકોર કુચ્છ બોલના હોવે તો બેશક બોલો.

ચાંપરાજ—(સ્વગત) વો કમજાતને જરૂર યહ મીયાંસે ઇશક બાજી 'કી' હોગી ઉસમેં સંદેહ નહી અબ દીલમેં એસા આતાહે કે એક વક્ત ઉસ કમજાતકે મુખપર દો ચાર 'ફીટકારકા શબ્દ દે કે આઉં તો મેરા દિલમે જો ચિરાક જલતી હે વો શાંત હોવે. પરંતુ પાદશાહ સાહેબકી પરવાનગી મીલે તો યહ કામ બર આવેગા.

**અકબર**—ક્યું ઠાકોર, ક્યા બિચાર કરતે હો, બેશક બોલો કુછ ડર નહીં રખના.

**ચાંપરાજ**—નામદાર એક અરજ કરને ચાહતા હું.

**અકબર**—કીયાહે સો બોલો.

**ચાંપરાજ**— ગજલ. (ભૈરવીની.)

(જાતાહું કેદખાનેમે સરકારકુ સલામ એ ચાલ.)

ખુશીહું મેંતો મરનેકું ઉમેદ નહીં લગારે,
ઉમેદ નહીં લગાર. સ્ત્રી જાતકું ધિકાર; ખુશી. ટેક.
લખલાનત ઓરતકું, ઉસકા જુડાહે પ્યાર; ખુશી.
જીસકે ભરૂંસે હોડકી, ઉસકું દેના ફિટકાર; ખુશી.
યે આશ મેરે દિલમેંહે, હુકમ હોના સરકાર; ખુશી.

નામદાર ઓર કુછ મેરે દિલમેં ઉમેદ નહીં મગર મેં બુંદીકોટા જાકર મેરી ઓરતકે મુખપર દો ચાર ફીટકારકા શબ્દ દેકર શતાબીસે ઇધર આઊ ઇતના હુકમ આપ તરફસે મીલના ચહીએ.

**અકબર**—યહ બાત હોનેવાલી નહીં, ક્યુંકે ફેર તુંમ રજપુત લોક અપને રાજમેં પહુચે બાદ લડાઇ શરૂ કરો તબ હમારે નાહક તકલીફ હોવે, અચ્છા તુમારી બદલ અપના શીર કોઉ કબુલ કરે તો મેં જાનેકી પરવાનગી દેતા હું.

**ચાંપરાજ**—ખુદાવિંદ, ઐસા જામીન યહ બલમે કહાંસે મીલે!

**ગજલ.**

(સરકાર માફ કીજીએ વો આપકા કામ હે એ ચાલ.)

મુશ્કેલછે ખાવીંદ, એવો મળવો જામીન,
પ્યારો જાન અરપે એવો, કોણ મુજ આધિન. મુ. ટેક.
વિશ્વાસ પર રજા લેવા, અરજ કરૂં,
તિરસ્કાર દઇ પાછો, જલદીથી ફરૂં. મુશ્કેલ.
મુજ બાપદાદા તણા ખાઊંછું કસમ,
લજાવીશ કેમ હાડા, ક્ષત્રીનો તુખમ. મુશ્કેલ.
નિશાં પહોંચે તો રજા, આપો નામદાર,
નહીંતો ઉઠાવા સજા, થાઊંછું તયાર. મુશ્કેલ.

છોટીયાં—જી હજૂર, મેરી એક અરજ હે!

પહાડસિંહ—ક્યા! હે! મેઝેસે બોલો.

છોટીયાં—પાદશાહ સલામતકું મુજરા કરનાં હે.

પહાડસિંહ—અચ્છા, વો હમેરા કામ હે, કલ સુબેરમેં તુમકું કચેરીમેં બુલવાયગેં, તૈયાર હોકર આનાં.

છોટીયાં—સરકાર, હમ તુમારે ભરૂષેપર હે, અબ રૂકસત ચાહતેહેં.

પહાડસિંહ—બીલકુલ બીન અંદેશે રહો, ખુશી મેઝેસે કલ ફજરમેં આઓ.

(તે જાયછે.)

કાલુખાં—(પ્રવેશ કરીને) નામદાર અકબર બાદશાહકા ફરમાન હે કે ચાંપરાજહાડા જો મહેતલ લેકર ગયા હે સો આજ ઉસકી મુદ્દત પૂર્ણ હોતી હે, લેકીન વો અભીતલક હાજર હુવા નહીં, સો કલ સવેરમેં તુમકું ફાંસી દેનેમેં આયગી, ઉસબાસ્તે કલ ફજરમેં તુમારે જમનાકે પશ્ચિમ ભાગકા કિનારા પર જહાં ગુનેગારેકુ ગરદન મારનેમેં આતાહે, વહાં હાજર હોના: (તેના હાથમાં સજા પત્ર આપીને) ઓર યહ સજાકા હુકમ સુપરદ કરતા હું.

પહાડસિંહ—બહોત અચ્છા, સરકારકુ મેરા સલામ બોલનાં, ઓર કહનાં કે યહ ફીદ્વી હુકમ મુજબ હાજર હોયગા.

કાલુખાં—બહોત અચ્છા. (જાયછે.)

પહાડસિંહ—(નોકર ભગવાનસિંહ પ્રતિ.) આપણે લેખે કાલ મુદત પુરી થતી હતી, પણ સારૂં થયું કે ઇશ્વર મારી ઇચ્છા પૂર્ણ થવાનો યોગ જલદી લાવેછે.

ભગવાનસિંહ—(ઘણો દિલગીર થઇને) બાપુ, મારી અરજ કબુલ રાખો તો સારૂં.

પહાડસિંહ—બચ્યા, તારે શોક કાંઇપણ ન કરવો. મારો પૂત્ર વિજયસિંહ તારૂં ભરણ પોષણ સારી રીતે કરશે. (એટલામાં યાદ આવવાથી) અહાહા! આતો ઉત્તમ તકનો લાભ ક્યારે લઉં; એવી લાલસા દિલમાં રહીછે, પણ બીજી તરફથી હમણાંજ છોટીયાં મુ-

સિદ્કાને વચન આપી ચૂક્યોછું કે બાદશાહની મુલાખાત કાલ કરાવી આપીશ; તો તે વચન ખોટું પડે તો મહા અનર્થ થાય! વળી પાદશાહને આ વખતે અરજ કરવા જઈશ તો રખે અંદેશો લઈ જશે કે આ બાબતમાં અરજ કરવા આવ્યો હશે. ગમેતેમ થાય તોપણ આપણું આપેલું વચનતો પાળવું—કહ્યુંછે કે—

દળ ફરે વાહદળ ફરે, ફરે નદીનાં પૂર,
ઉત્તમ બોલ્યા ના ફરે, પશ્ચિમ ઉગે સૂર.

માટે મારે પણ એ વાત ભૂલવી નહિ.

ભગવાનસિંહ—ખાવીંદ, કહો તો કાલ સવારમાં જઈ એ બાબત અરજ ગુજારી આવું.

પહાડસિંહ—ના, એમાં તો મારે જાતે જવું જોઇયે. તે વિના એનું કામ નહિ થાય. ચાલ ત્યારે હવે હમણાંજ એ બાબત રૂબરૂ અરજ કરી આવું. ને પછી આપણે આજની રાત શીવ પૂજનમાં કાઢીયે. (એમ કહી ત્યાંથી ઉઠછે.)

ભગવાનસિંહ—હું પણ ત્યારે શીવ પૂજનનાં પાત્રને સાહીત્યો તયાર કરૂં. (એમ કહી તે પણ જાયછે.)

---

## પ્રવેશ ૨ જો

### સ્થળ—ખાનગી કચેરી.

પાત્ર.

અકબ્બર, બીરબલ, ને પહાડસિંહ, ફતેહખાં.

અકબ્બર—ક્યું બીરબલ, પહાડસિંહકું હુકમ અપને ભેજાહે, ચાંપરાજ પહુંચા નહીં, કરારેકા અમલ કલ ફજરમેં કરનાં,

બીરબલ—નામદાર, યહ તાજુબીકી બાતહે કે ચાંપરાજહાડા અભીતલક આયા નહીં, ખુદાવીંદ મેરે દિલમ ખાતરનિશાં હે કેવો અવશ્ય આયગા, મગર કુછ દૈવી હરકત આઈ હોવે તો લાઈલાજ!

અકબ્બર—હેતો ક્ષત્રીકા તુખમ, કુછ જાન બચાનેકી ઉમેદસેં રહેવે એસાતો મેંભી નાહિ સમજતાહું.

બીરબલ—સુનાહે કે પહાડસિંહકા લડકા ઉસકી સંગ ગયાહે.

અકબર—કીસ વાસ્તે ઉસકું સંગ ભેજા.

બીરબલ—બરાબર માલુમ નહીં, લેકીન એસા સુનાહે કે કુછ પ્રપંચ કરકે ચાંપરાજકું દેર લગાને ઓર મુદતદીન ચૂકાને ખાતર ઉને સમજ દેકર ભેજાહે.

અકબર—બીરબલ, એસા નેકદોસ્ત સારી જહાંનમેં નજર નહીં આતા.

બીરબલ—નામદાર યહ તો તુમારી દુવાઇમેં હરહમેશ યાદ રહેવે એસા એક કિસ્સા બનાહે કે જહાંપનાંહકા એક ઉમરાવને એસા કામ અપને દોસ્તકે ખાતર કીયા.

અકબર—લેકીન ચાંપરાજ કયું આયા નહીં ઉસ બાતમેં અંદેશા હે.

બીરબલ—ઉસકા સબબ આયા પીછે માલુમ હોયગા, રજપૂતકી નેકી તો રજપૂતકી પાસ હે.

ફતેહખાં—(પ્રવેશ કરીને) ખુદાવીંદ, આપકે ઉમરાવ પહાડસિંહ કુછ અરજ કરને આયેહે.

અકબર—(તે સાંભળીને) બીરબલ, હમ ઇસ બાતમેં ઉસકી કુછભી અરજ બીલકુલ સુના નહીં ચાહતે હે.

બીરબલ—(ફતેખાં પ્રતિ.) કયા અરજ હે ઉસકા મકસદ જાન લો.

ફતેહખાં—નામદાર, ઉને કહા હે કે અરજ કુછ દુસરી હે, બીલકુલ ઇસમેં મોજુદ બાતકા લેશભી નહીં હે.

અકબર—અચ્છા, બુલાઓ.

(તે જઇ બોલાવી લાવેછે)

પહાડસિંહ—(કુરનસ બજાવ્યા પછી) નામદાર, મેરી અરજ યહ હે કે મેરે ઘરૂં કલ છોટીયાં કરકે તાયફા આયાથા, વો ગાન કલા વ નૃત્ય કલામેં એસા કાબીલહે કે ઇસકી બરાબરી સારી આલમમેં કોઇ નહીં હોગા. ઉસકા ગાનતાન સુનકે મેને બચન દીયા હે કે તુમારેકું નામદાર અકબર બાદશાહસેં મેં મુલાખાત કરવા દઊગા સબબ ચાંપરાજ નહીં આયા તો મુદત પુરી હોનેકે લીયે મેં કલ સુબરમે બહોત મઝેસેં સજાકા અમલપેં હાજર હોઊંગા, મ-

ગર યહ મેરા બચન વૃથા હોવે નહીં ઉસ બાસ્તે આપકું અરજ કરને આયાહું.

અકબર—અચ્છા, કલ પરસું હમ ઉસકા ગાન સુનેગેં ઓર નાચ દેખેંગે.

પહાડસિંહ—બહોત અચ્છા સરકાર રૂકસત ચાહતા હું.

(એમ કહી એકદમ નિકળી જાયછે.)

અકબર—બીરબલ કેસા દયાનત વાલા નેક ઈનસાન હૈ.

બીરબલ—ઉસબીના કૈદ્દ વ સચ્ચે રજપૂતકી મોહોબત નહીં હોતી. દેખો સારા દિલ્હી શહરમેં એક ઉસકી સાથ ચાંપરાજકું મોહોબતથી.

અકબર—આકીન તો હમારે મુસલમીનમેંભી એસાઈ હૈ.

બીરબલ—હાં, સરકાર, વોતો હૈઈ! આપ જેસે ખુદાકેબંદે બી કોઉ મીલતે હે! મગર થોડે મીલતે હૈ.

અકબર—અચ્છા અબ કલરોજ સબ કચેરીકે કામ બંધ કરનેકા હુકમ ભેજ દેનાં, ઓર તુમારે મેરી પાસ ખાનગી કચેરીમેં આનાં.

બીરબલ—બહોત અચ્છા, અબ રૂકસત ચાહતા હું.

(જાયછે.)

અકબર—દિલગીર હું કે મેરા એક બડા ઉમરાવ યહ કિસ્સા બનનેસેં જાન દેતાહે અબ નિવાજકા વક્ત હુવાહે, ખુદાકી બંદગીમ હાજર હોવે. (જાયછે.)

—❧—

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—રસ્તો.

### પાત્ર—કાલુખાં,-રંગુડી.

કાલુખાં—રંગુડી, આજ એક બડે ઉમરાવકું ફાંસી દેનીહે.

રંગુડી—તબતો અચ્છે કપડે ગહીને મીલેગા.

કાલુખાં—વોતો મીલતાઈ હેના!

રંગુડી—આજ રોટી માંગકે લાનાં, ક્યું કે ઘરમેં દાના નહિહે.

કાલુખાં—રંડી, સબ ઇસ્કામત કહાં ચલી જાતીહે, મહીનેમેં તીનસો મુડદેકા દરખ ઘરમેં આતાહે મગર દમડીભી ઘરમેં નહીં, ચલીજા ઘરમેંસેં દુસરીસેં નીકા પઢુંગા.

રંગુડી—નીકા કાયકું ! હમથીકું તો આપેઈ આશક હોકર આયગી.

કાલુખાં—દેખ સાલી, કાલા શીશમકી પૂતલી બકવાદ કરતી હે તેં આશક હુવે બીના આઇહે !

રંગુડી—મેં તો તુમારી અંખીયાપર આશક હુઇથી, કેસા જખમ કરતીહે, દો મીલકે એક હો જાતીહે.

કાલુખાં—તબ તેં મેરા બદનપર આશક નહીંથી.
મેં તો આપકું મજનું ઓર તીજે લેલી સમજતા હું.

રંગુડી—અબ રોટીકા ક્યા કરનાં, બેટી અજુડીને કાલ શામસેં બ્યાલુભી નહીં કીયાહે,

કાલુખાં—આજ સો દેડસોકા માલ મીલેગા જો ભગવત કામ બજાવે તો.

રંગુડી—ઇસમેં તો અડીજુકી બીવાહ કરનાહે. ઓર મેરા બાઇકીભી સાદી કરનીહે.

કાલુખાં—તેરા ભાઈ જહાનમમેં જાવે, મેરા દરખમેંસે તેરા બાઇકા ભાગ ?

રંગુડી—તુમને અજારા કાયકું લીયા, તબ દુસરે સબ ભૂખે મરે ! ખાવીંદ, વો બાત એકબાજુ, પરંતુ મેં મર જાઊં તો તુમારા ક્યા હવાલ હોવે !

કાલુખાં—જો રંગુડી તેં મરજા તો, મેરા હોવે બુરા હવાલ;
આનતાન મેં કીસકું સુનાઊં, કીસકે આગે કરૂં કવાલ.
તેરી સંગે સુઊં કબરમેં, તુજસેં અલગ કબી ન હોઊં;
અમલ કસુંબા તબ આતાહે, તેરા મૂખ ફજરમેં જોઊં.
ઘરસેં જો તેં નિકાલ દેતી, જઈ ફાંસીપેં લટકું અબ;
ગુસ્સા કભી ન કરનાં પ્યારી, ફેર ન ઘરમેં આઊંગા કબ.

રંગુડી—(ખુશી થઈને)

તુમહો મેરે શાહ અકબર, તુમહો મેરે કાલ દેવ;
તુમહો મેરે આશક પ્યારે, કેસી સુઘડ તુમારી ટેવ.
અજુડીકા બાપુ બડા, મેરા દિલકા હો નીવાઝ;
તુમ ફાંસીપર જો લટકો તો, મેરી પૂરી હોવે દાઝ.

કાલુખાં—સાલી મશ્કરી કરતી હે ?

રંગુડી—જાઓ, જલદી, વહાં હાજર હો જાઓ, નહીં તો દુસરેકું હુકમ હોયગા.

કાલુખાં—આજ તો અચ્છે દાનશમંદકું ફાંસી દેનીહે, દિલ વો નહીં ચાહતા,

રંગુડી—અપને ક્યા કરે ઉસમેં !

કાલુખાં—અચ્છા અબ મેં જાતા હું.

રંગુડી—મેંભી રોટી માંગ આતીહું, ઓર અજુડીકું ખીલાઊ.

(સહુ જાયછે.)

—❧—

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—જમુનાનો કીનારો.

### પાત્ર—પહાડસિંહ, વિમળામતિ, ભગવાનસિંહ, કાલુખાં, ને પાછળથી ચાંપરાજ આવે છે.

કાલુખાં—(પહાડસિંહને ફાંસીના લાકડા પાસે હુકમ સંભળાવતાં.) નામદારે અકબર પાદશાહકા ફરમાનસે તુમકું યહ હુકમ મેં સુનાતા હું કે પાદશાહ સલામતકી રૂબરૂ ચાંપરાજ કે બદલ તુમને તુમારા શીર કબુલ કીયા, સો ચાંપરાજકી મુદત પુરી હો ગઈ, લેકીન વો આ પહુંચા નહિ, બાસ્તે શરત માફીક તુમકું યહ ફાંસીકે લકડેપર લટકાંનમેં આતા હે. તૈયાર હો જાઓ.

ભગવાનસિંહ—બાઈ, મેરા શેઠકે બદલ મેં ફાંસીકે લકડેપર લટકનેકું મંગતા હું.

વિમળમતિ—બાઈ મેરા પ્રાણનાથ કે બદલ મુઝે ફાંસી દો.

કાલુખાં—એસા કભી નહીં હોયગા, ગડબડ છોડો. જીને શીર કબુલ કીયાહે ઉસપર સજાકા અમલ હોવે, દુસરેપર નહિ.

વિમળમતિ—ભાઈ, હમ ઓર યહ લડકા, દોનુંકું લટકા દો.

કાલુખાં—અબ યહ બાત છોડદો, કુછ ખાણાં લાયા હોતા દો.

પહાડસિંહ—પ્રિયા તમે શોચ નહીં કરો, આજ મોટો હર્ષનો દીનછે, કે મિત્રને બદલે મારો જાન અરપણ કરી આ ફાનીદુનિયાનો હું ત્યાગ કરૂંછું.

વિમળમતિ—(તે વચનો શ્રવણ કરીને.)

સહીયરે દુઃખ શું દાખવું (એ ચાલ.)

પ્રાણનાથ મિત્ર માટે તો, આપોછો તમે પ્રાણ,
એથીરે સુકૃત શું બીજું, આ વિશ્વમાં પ્રમાણ. પ્રાણ૦
ધન્ય ધન્ય દીન આજનો, મિત્રના બચશે પ્રાણ,
એથી હર્ષજ છે મુને, મિત્ર તણા સુજાણ. પ્રાણ૦
પણ તમ વિયોગ તો સાલશે, એવાતણે આ ખંડીત,
દુઃખ એ અવધિ પીયુ મારા, પુરવનાં એ સંચીત. પ્રાણ૦
તમવિના ગૃહ શૂન્ય લાગશે, ઝૂરી ઝૂરી મરીશ,
પીયુ મારા આ સંસારડો, ખારો લાગે આ દીશ. પ્રાણ૦
થાઉં સતી તમ પાછળે, બળું તમારી સંગાથ,
પણ પાદશાહ રોકશે મુને, નહિ લેવાય એ વાત. પ્રાણ૦
ત્યારે ઝુરીને મર્યાવિના, બીજો નથી ઇલાજ,
થોડા રોજમાં આવી મળું, જાણશે સહુ સમાજ. પ્રાણ૦

પહાડસિંહ— રાગ ઉપરનો.

પ્રિયા શોક છોડો તમે, આથી દુઃખ મુને થાય;
વિલાપ તમારો સાંભળી, હૃદય ફાટી તો જાય. પ્રિયા૦
ઘેર જાઓ હવે હર્ષથી, બાળ લઇને સંગાથ;
વિલંબ થાય હવે મુને, શાહ કોપશે તાત. પ્રિયા૦
નોકર ચાકરને સંભાળજો, હવે છેલ્લા પ્રણામ;
ભગવાનસિંહ સંગે જા ભાઈ, કહેજે સૌને સલામ. પ્રિયા૦
મિત્ર મારો નકી આવશે, જાણશે જો આ વાત;

ધીરજ આપજો એહને, નહીંતર કરશે એ ઘાત. પ્રિયા૦
મિત્ર કદી હમણા આવશે, અમર નહીં થશે નામ;
એ ચિંતા છે મારા મનમાં, મળશે નહિ ખરચ્યે દામ. પ્રિયા૦
માટે વિલંબ હવે નહીં કરો, હર્ષ મુને અપાર;
જનમોજનમ હું માગુંછું, આમ કરજો કીરતાર. પ્રિયા૦

કાલુખાં—પહાડસિંહજી, અબ યહ સબ પંચાત છોડદો, ઓર સત્વર યહ રસી ગલેમેં ડાલો, (સ્ત્રી તથા ભગવાનસિંહ સામુ જોઇને) અબ તુમ ઈહાંસે દૂર જાઓ.

વિમળમતિ—ભાઈ, થોરા બખત તો રહને દો, હમારી યહ અબ છેલી મુલાખાત હે.

કાલુખાં—દો ઘંટા તકસેં ગડબડ ચલતી હે, પાદશાહ હમારા પર ખફા હોયગેં, તુમારા દાદા આયા નહીં, અબ કયા !

ભગવાનસિંહ—(વિમળમતિ પ્રતિ) આ કેવું ક્રુર રીતે બોલેછે ?

વિમળમતિ—બચ્ચા, એ કૃત્ય કરનારા એવાજ હોય છે, એ નારકીજીવ સમજવા.

કાલુખાં—(એ સાંભળી જતાં) સાલી, તેરા બાપકું ફાંસી દેયગેં ઓર પીછે હમ નરકમેં જાયગેં. દેખ અભી યહ લકડા ગીરા દેતાહું. ખસમકે બાસ્તે મીઠાઈ તો લાઈ નહિં ઓર દેખને આઇ હે.

વિમળમતિ—પ્રાણનાથ, આ નમેરીને દયા છે નહીં, અને મારાથી આ જોયું નથી જાતું.

પહાડસિંહ—ખુશીથી ઘેર જાઓ પ્રિયા, અને આજનો દિવસ મંગલીક સમજજો.

(સ્ત્રી નોકર આદી જાયછે, ને પહાડસિંહ ગળામાં રસી નાંખવા જાય છે એટલામાં)

નેપથ્યમાં—સબુર કરો ! સબુર કરો ! નિરેપરાધીકું મત માર-નાં ! ! મેં ગુન્હેગાર ચાંપરાજ આ પહુંચાહું !

કાલુખાં—(તે સાંભળી) પહાડસિંહ ખડે રહો.

પહાડસિંહ—કાયકે બાસ્તે ? (ત્યાંતો ચાંપરાજને જોઇને) અફસોસ ! ચાંપરાજ આબા ?

ચાંપરાજ— રાગ ઉપરનો.

ધન્ય ધન્ય મિત્ર તુજને, ધન્ય તારીરે ટેક;
મિત્રાઇની રીત જાણે તું, કૃત્ય કર્યું તે છેક. ધન્ય.
ધિક ધિક છેરે મૂજને, વિલંબ થયોરે જરા;
તેથી આમ વેઠવું પડ્યું, મારગ ઘોરે ધરા. ધન્ય.
મૃત્યુ કદી તારૂં થાત તો, લાજત મારીરે જાત;
શું મુખ લઈ તારા પૂત્રને, હું દેખાડત ભ્રાત. ધન્ય.
એક તરફ સ્ત્રી દુઃખ છે, બીજી તરફેં તુજ થાત;
એ જીવવાથી મરવું ભલું, કરત હું આપઘાત. ધન્ય.
વચન મારૂં જો જાત તો, જગમાં એમ કહેવાત;
હાડાએ મિત્રને મારીયો, ધિક ધિક એ જાત. ધન્ય.
દૂર્લભ તુજ સમ મિત્ર તો, મળવા આ જગમાંય;
મિત્ર માટે નિજ શીર દીયે, એવા કોક વિરલાય. ધન્ય.
રામ રામ છેલા છે હવે, છેલા હવે પ્રણામ;
સ્ત્રી બાળની સંભાળ લે, પ્રીતે પોચ્યો નિજધામ. ધન્ય.

મિત્ર ! કલાક ત્રણનો ફેર પડ્યો તેને માટે દિલગીરછું તો પણ ઇશ્વરે મારી લાજ રાખી ! એકદમ પરભારો આવી બાદશાહની રૂબરૂ ગયો, ત્યાં બીરબલ સંગાથે ખાનગી કચેરીમાં હતા, ત્યાં એકદમ મળીને આવ્યોછું. હુકમનો આ અમલ મેં ત્યાંજ સાંભળ્યો કે દોડ્યો આવ્યોછું. ક્ષમા કરજે !!

પહાડસિંહ—(જે ચાંપરાજને જોઇ સ્તબ્ધ બની ગયો હતો તે.)

રાગ ઉપરનો.

દૈવ આ શો કોપ તેં કર્યો, મોકલ્યો મુજ મિત્ર;
જોવાય નહિ ઘાત મિત્રની, જે છે પરમપવિત્ર. દવ.
મિત્ર વિના મરવું ભલું, જે મારો જીવજાન;
તે જતાં જગમાં શું રહ્યું, મારે મન સૌ વેરાન. દૈવ.

કાલુખાં—નામદાર અકબર બાદશાહકા દુસરા હુકમ આયા અવલ હમ કુછ નહીં કરેંગે ચાંપરાજ ઠાકોર તુમભી ઠેરો.

**ચાંપરાજ**—મેં ખુદકું મીલકે આયાહું, ઓર અભી એક આદમી હમારે બાસ્તે હુકમ દેનેકુ આતાહે.

**કાલુખાં**—અચ્છા તબ આનેદો; વહાં તલક ઠેરો.

**ફતેહખાં**—(પ્રવેશ કરીને) પહાડસિંહજી, તુમારી નેકીપર નામદાર અકબર બાદશાહ ખુશ હુવેહે, ઓર આજ ખાશ કચેરી ભરનેકા હુકમ દીયાહે, ઓર તુમકું વહાં બુલાતેહે, સો તુમ ઉધર ચલો, ઓર ચાંપરાજ ઠાકોરકે બાસ્તે હુકમ દીયાહે કે ઉસકી સજાકા અમલ દો દીન મુલતવી રહતાહે, વો અબ ઉસકે મકાનપેં જાવે. કાલુખાં, તુમ ઉસકે સંગ જાઓ.

**કાલુખાં**—ચલો, ભાઈ, અબ ઉસ્કે ઘરૂં, વહાંભી દોચાર ગાલીયાં સુને, હમ તો યહ નોકરીભી નહીં કરેંગે ફતેહખાં બંદોબસ્ત મેં રખું કે મકાનમેં છોડકે આઉં.

**ફતેહખાં**—કાલુખા તેંતો બે અકલ ઓર બઈમાન હે કયું કે ચાંપરાજ ઠાકોરકું અપના જાન બચાને બાસ્તે ભગ જાના હોવે તો ઇધર પીછા કાયકું આવે.

**કાલુખાં**—હાં હાં, તેરી બાત સચ્ચી, ઓર મેરી બાત જુઠ! (ખીજીને) ચલો ઠાકોર, દો દીન મઝે કરલો!

**પહાડસિંહ**—દોસ્ત મેં કચેરીમેં જાતાહું.

**ચાંપરાજ**—બહોત અચ્છા, મિત્ર જાઓ.

(એ રીતે સઉ જાયછે.)

# પ્રવેશ ૫ મો.

**સ્થળ—અકબર બાદશાહની કચેરી.**

**પાત્ર.**

**અકબર, બીરબલ, કાજી, શેરબેક, છોટીયાં, ને તેની છોડી, પહાડસિંહ, ચાંપરાજ, માનસિંહ, ગંગકવિ, પ્રથુરાજ, તાનસેન, કમાલબક્ષ, કબીરબક્ષ, ટોડરમલ, ચોબદાર.**

**અકબર**—પહાડસિંહ જેસા ઉમરાવકી નેકીપર મેં આફરીન હુવાહું.

બીરબલ—નામદાર, ઇનસાનકા દિલકી પરીક્ષા બારીક વક્ત બિના નાહિ પડતી.

કાજી—હાં, ખુદાવીંદ, એસા દિલજાન દોસ્ત હમને કભી નહીં દેખાહે.

માનસિંહ—પહાડસિંહ મેં, ક્ષત્રીકા શૂરાતન વ ધીરવીર પના નજર પડા હે.

કાજી—તુમારે ચાંપરાજ ભી તેસેઇ હે.

અંગકવિ—હાડા વરાણા, અટંકી બાપ અટંકી.

પહાડસિંહ—(પ્રવેશ કરીને) નામદારકી હજૂરમેં કુરનસબજાતાહું.

અકબર—(તે બેઠા પછી) પહાડસિંહ, શાબાશ હે ! તેરી નેકીપર મેં આફ્રરન હું. દીલ દેના તો એસાઈ દેનાં.

બીરબલ—ખુદાવીંદ, એસે નેક આદમીકી મુગલ રાજમે હર હમેશ જરૂર હે.

અકબર—બીરબલ, પહાડસિંહકું મેં સેના ખાસખેલકા ઇલ્કાબ ઇનાયત કરતા હું.

પહાડસિંહ—(તે સાંભળી સલામ કરીને) બંદેનીવાઝ, યહફીદ્વી બડા એહેશાન મંદહે.

અકબર—પાહડસિંહ, હમસેં જો કોઉ એક બાત દિલમેં ચાહતેહો સો માંગલો.

પહાડસિંહ—સરકારકી રેહેમસેં મુઝે કુછ નહિં ચઇયે, તોભી મેરી એક અર્જ હે.

અકબર—કયા હે ? ખુશી મઝેસે બોલો.

પહાડસિંહ—આપકું ઉસદીન જો અરજ રોશનકીથી, ઉશકા અમલ અભીતક નહીં હુવાહે. છોટીયાં તાયફા ઉમેદવારી રખકે ગામમેં ઠેરાહે.

અકબર—બીરબલ, અભી બુલાઓ, ઉસકા ગાન તાન સુનનાં ચઇયે.

બીરબલ—પહાડસિંહકું આપને ઇલ્કાબ દીયા, ઇસ ખુશાલીમેં હય બડી અચ્છી બાત હે, અભી બુલાતાહું.

કાજી—હાં હાં, પહાડસીંહજી વો નાચમેં અચ્છે હે ?

પહાડસિંહ—હાં કાજીસાબ, નાચમેં બડે હુંશીયારહે,(અકબરપ્રતિ) ખુદાવીંદ, મેરી જીંદગાનિમે એસા કલાવંતી ગાયન કભી સુના નહિ, જેસા બદન, તેસાઈ મધુર કંઠ હે.

અકબર—તબ જલદી બુલાએ.

બીરબલ—ફતેહખાં, વો તાયફાકું બુલાએ.

ફતેખાં—હુકુમ હજુર.

ચોપદાર—(તાનસેન પ્રવેશ કરી સલામ ભરેછે ત્યારે) ગુની તાનસેનકી સલામપે નીગાહ રખીયે મહેરબાન.

બીરબલ—આઇયે, તાનસેનજી બેઠીયે.

તાનસેન, જીહાં, સરકાર, (બેઠા પછી ગાવું શરૂ કરેછે.)

રાગ ભેરવી. (ધરૂપદ)

જમુનાકે નીર તીર, બસ્યો ગુલજાર શેર;
દિલ્લીકો તખત બડો, શૂરોશાહ પીછાન્યોહે.   જમુના૦
ગુનીકો કદરદાન, સંગીતકો હે નીધાન;
સબ કલાકી પીછાન, જાહીર જગ જાન્યોહે.  જમુના૦
હિંદુ વ મુસલમાન, એક દ્રષ્ટે તેરો તાન;
ખુદાકો બંદો તેસો, આદમમેં બખાન્યોહે
કેત ગુની તાનસેન, સુનો દિલ્હી શાહમેરે
તેરોયે પ્રતાપ દેખી, મેરો મન માન્યોહે.   જમુનાકે૦

રાગ બીલાવર. (ધરૂપદ)

પૂનમકો હુવો ચંદ, શાહ પ્રતાપી પ્રચંડ;
નવખંડ મુલ્ક ધર, અપને હાથ કીનોહે.   પૂનમ૦
સ્થાપ્યો કાયદા કાનુન, ધર્મકી મૂકી ઝનૂન;
એક અદલ ન્યાયહી, રૈયતકું લે દીનોહે.   પૂનમ૦
જોજો ગુનવંત આયે, તેરી તો પરીછા પાયે;
અકલ કિસ્સો અનેક, કચેરીકર ચીન્હોહે.
કેત ગુની તાનસેન, સુનો મેરે દિલ્હીશાહ;
નીતી જુગમેં સ્થાપન, અવતાર તેને લીનોહે. પૂનમ૦

પહાડસિંહ—નામદાર, મેરા દોસ્ત ચાંપરાજકું દો દીન પીછે ફાંસી મીલનેકા હુકમ હે, તો યહ છેલ્લી ગમતમે ઉસકી સોબત ચાહાતાહું. આપકી નેક નિગાહસે ફરમાન હોવે તો.

બીરબલ—તુમારે જેસે દોસ્તકું એસી અરજ કરનાં મુનાસબહે.

પહાડસિંહ—હાં, બીરબલસાબ, વો મેરે દોસ્ત ગાયનકે બડે શોખીન હે.

અકબર—અચ્છા, તબ ચાંપરાજકુંભી બુલવાઓ.

(બીરબલ તેને પણ બોલાવવા સિપાઈ મોકલે છે ને ત્યારબાદ છોટીયાં પ્રવેશ કરીને સલામ કરે છે.)

બીરબલ—(છોટીયાંને) કહાંસે આતેહો, ઓર તુમારા નામ ક્યાહે?

છોટીયાં—જી હજૂર! મેરા નામ છોટીયાં હે, મેં બુંદીકોટાસેં આપકા નામ સુનકે ઈધર આઈહું, આપ સંગીત કલામે બહોત પ્રવીન ઓર કદર દાનહો, એસા સુનકે મુદામ ઈધર મુજરા કરને આઈહું.

બીરબલ—તુમારા ગાન વ નાચ જહાંપનાંહ અકબર બાદશાહ સુના વ દેખને ચાહતેહે, શીરૂ કરો.

છોટીયાં—જી હજુર એક અરજ હેકે મેરા રાજાકું મેં ઈધર દેખતી નહીં, સો ઉંસકું બુલાનેકા હુકમ હોના ચાઈયે.

બીરબલ—શાબાશ, એસી અરજ તુમારે મુનાસબહે, વો અભી આતે હે. ગાયન ચલાઓ.

છોટીયાં—નામદાર, હમારે તબલચી જો સંગયે, સો કુચ્છ સબબસેં દો મંજલ પીછાડી રહ ગયેહે, તો આપ સરકારસે મહેરબાની કરકે કોઉ અચ્છે સાજ વ સુરંદા બજાને વાલેકા હુકમ મીલનાં ચાઈયે.

અકબર—ક્યું બીરબલ, અપને કમાલબક્ષ, વ કબીરબક્ષકું બુલવાઓ.

બીરબલ—અચ્છા સરકાર, બુલવાતા હું.

(તબલચી ને સુરંદાવાલા આવેછે ને સલામ કરી બેસેછે)

કમાલબક્ષ, વ કબીરબક્ષ, તુમ યહ છોટીયાંકો સંગ બજાઓ.

કમાલબક્ષ } કબીરબક્ષ } બહોત અચ્છા જેસા સરકારકા હુકમ!

ચાંપરાજ—(પ્રવેશ કરીને તથા સલામ કરી બેઠા પછી છોટીયાંને ઓળખતાં (સ્વગત) અરે કમજાત! ઈધરભી આઈ! ધિક્કારહે તેરી જાતકું! અભી યહ સમશેરસેં તેરા ટુકડે ટુકડા કર દેતા, મગર કચેરીકી મર્યાદ લોપ નહીં શકતા. (દાંત ભીસીને) રંડા કીસીકીભી ન હોવે!!

(ત્યાર પછી છોટીયાંએ એક મધુર ગાયન ગાયુ તે સાંભળી સરવ સભા રંજન થઈ ગઇ છે.)

અકબર—બીરબલ કયા સુર અચ્છા હે!

બીરબલ—નાચકી તાલીમ કુછ કમ હે!

કાજી—કયા ખુબસુરતી હે પરવર દીગાર!!

શેરબેક—કેસા ગુલબદન હે!

છોટીયાં—હજૂર, નાચકી તાલીમ અબ થોરે દીનકી હે, ઓર ગાયનકી તાલીમ નામદારકે પ્રતાપસેં બહોત દીન મેંઝેંસે લીહે.

અકબર—મગર ઉસ્કી કયા લ્યાકત હે, કાજી સાહેબ!

કાજી—યા ખુદા, હમતો ઉસ્કે બદનપર ફીદાહે!

બીરબલ—ખુદાવીંદ, કાજી સાહેબકા દિલતો ઉસ્કે બદનપર હીં લગા હે?

અકબર—ઉને એક એક બાતપર સબકા દિલ લગાયા હે:

બીરબલ—(બુંદીકોટાની ગુણિકા છે તેથી ચાંપરાજ પ્રતિ) ઠાકોર, તુમારે ગાંઉમેં તાયફા તો બડા અચ્છા હે!

કાજી—હાં, ઠાકોર, દિલ્હીમેં ઇસ્કી મીશલકા નહીં હે!

શેરબેક—એસા તો ખુબસુરત એક યેહીહે દુસરે તો નહીં હે!

ચાંપરાજ—(એ સાંભળી અતી ક્રોધમાં) હાં, અચ્છા હે! હમ પીછાનતે હેં.

અકબર—તાનસેનજી, કુછ ગાયનકી ફરમાશ કરો!

તાનસેન—અચ્છા, છોટીયાંજી, એક મેવાડાકા તાન સુનાઓ.

છોટીયાં—(ચાંપરાજ જે એક પોતાને ઓળખેછે તે બહુજ ક્રોધાતુર થતો જાય છે. ને રખેને સભામાં એ કાંઈ વધુ ઘટુ બોલી જાયએવી ધાસ્તીથી એક તેનેજ શામરયા યુકત મેવાડાનું તાન બોલે છે.)

રાગ મેવાડો.

ક્રોધને શીરપર વગર વિચારેરે, ખોટું ના દીજેરે આળ; ક્રોધને૦

સુરજ છાયો બાદલે, તે દો ઘડી છુપી જાય;
બાદલ છાંયા બીખરી જાતાં, જાહેર જગમાં જણાયરે. ખોટું.
કંચન શૂદ્ધ છે શોભીતું, તેને બાદલું કહેશે કોઈ;
તાપ તેને દઈ કરે કસોટી, હેમ પ્રગટ તવ હોયરે. ખોટું.
ફુલ ફુલેલું બાગમાં, તેની સજ્જન લેશે સુવાસ;
દુર્જન દોષ જો ઘ્રાણમાં, તેને આપશે તેજ કુવાસરે. ખોટું.
નર નારીનાં જોડલાં, તેનાં દિલની દોરી એક;
વેહેમ વિચારી લાવશો, તેમાં તુર્ત તજો નહિં ટેકરે. ખોટું.
અજબ ગાંઠછે સ્નેહની, તે દંપતિના દિલમાંય;
એકવાર તે ત્રુટશે તેવી, બીજી નહીં બંધાયરે. ખોટું.
કોઈ ન પડશો સજ્જનો, કદી દુર્જન કેરે પાસ;
સુખનો સાજ તે તોડશે ને, દિલને કરશે ઉદાસરે. ખોટું,
વિચારી નર વાવરો, તમે ચુગલની તરવાર;
સાચ ખોટ જાણ્યા વિના, તે ગુપ્ત મારશે મારરે. ખોટું.

**અકબર**—(એ સાંભળી) બીરબલ, મેં બહોત ખુશ હવાહું. યહ ગાયનસેં.

**બરબીલ**—કયું છોટીયાંજી.

**છોટીયાં**—હાં મેરે હઝૂર, ક્યા ફરમાન હે ?

**બીરબલ**—જહાંપનાંહ, તુમારા ગાયનસેં બહોત ખુશ હુવેહેં, બોલો ક્યા તુમારે ચહીયે, કપડે, દાગીને વ જવાહીર અપની જીભાનસેં જો કુછ બોલોગે સો મીલેગા.

**છોટીયાં**—નામદાર, મુઝે કુછભી ન ચહીયે, મુઝે આપકા બચન ચૈયે, આપ મુલ્કું કે બાદશાહ, જો ગાયનકી બુજ જાનને વાલે હો, ઉસ્કી પાસ પરીક્ષાકે બાસ્તે ગાનતાન કરતે હે, કુછ પૈસા નહીં મંગતે.

**અકબર**—બીરબલ મેરી પરીક્ષા તો એસી હે કે યહ કોઈ ખાનદાનકા ફરજન દીખતા હે. કયું ગંગકવિ ?

**ગંગકવિ** કવિત

દીખત શ્યાની સુજાન, ગાન તાનકી પીછાન;
ખાનદાન માન તેસો, બોલનસેં બડી હે.

બદનમેં કેસી ગોરી, ચીતકુંકું લેત ચોરી;
ચંપ કલી નઈ કયું, ચંપકસેં ખરી હે.
અમરૂંકી અંગનાકું, સંગ મોહ શસ્ત્ર દેકે;
ભૂતલ કયું વારાંગના, ધર્મ રાજા ધરી હે.
કહતહે કવીગંગ, મેં તો જાનું દિલ્લી પતી;
ઈંદ્ર હુકે ભૂવનસેં, ઉર વશી પડી હે.

બીરબલ—વાહ ગંગકવી ! બહોત અચ્છા પરીક્ષાકા ચિતાર દીયા. કયું તાનસેનજી !

તાનસેન—જી સરકારે, યહ કોન હે ?

કવિત.

એક વખત ઈંદ્રરાજ, સભામેં હુવો બીવાદ;
કોન રાગ બડો એસી, લગી જહાં લડાઈહે.
માલકોશકે મેં બડા, દીપકકું કોપ ચડા;
હીંડોલ હો ગયા ખડા, શીને ભોંહ ચડાઈહે.
ભેરો મેઘ રાગ આયે, રાગીની સંગે બુલાયે;
બર્વાકો માન ખંડન, સુની સો રીસવાઈહે.
કહેતાન ઈંદ્ર ભાન, છાંડ રાગીની છત્તીશ;
મૃતલોક માને રૂપ, પરીછા દેને આઈહે.

અકબર—બીરબલ, કેસી અન્યોક્તિ અલંકાર તાનસેનજી લાયેહે.

બીરબલ—જહાંપનાહકી પાસ એસેઈ ગુનવંત બસતે હે. નામદાર અબ ઉસ્કે બચનકી બાતઃ—

અકબર—બહોત અચ્છા, છોટીયાંજી, તુમારે લાજીમ વ હમારે અમલ કરનાં મુનાસીબ, એસા બચન હમ દેતે હે.

છોટીયાં—આપકું કુછ મુશ્કીલ હોવે વેસા નહીં.

અકબર—અચ્છા, બોલો ક્યા અર્જ હે.

છોટીયાં—નામદાર, આપકી કચેરીમેં યહ જો શેખજી મીયાં બેઠા હે, સો હમારે બુંદીકોટામે થોરે રોજપર આયાથા ઓર ઉધર ત્રણ માસ તલક મેરે વહાં ઉતારા રખકર મેરી સાથ ઉને બહોત મઝસેં એશ આરામ કીયાહે, ઓર મેરા ઠરાવ રોજકા

એક હજાર સુના મહુરકાથા, ઉસમેસે ચાલીસ હજાર સુનાં મહુર ઉન્ને ચુકાદી હે, ઓર બાકી આધા લખ સુનામહોરકા વો મેરા કરજદાર હે, સો હજૂરકા હુકમસેં અભી મીલની ચેયે.

શેરખેક—(આશ્ચર્ય પામીને) લાહોલવલાહકુત! યાખુદા પરેવર દીગાર! બીસમીલ્લા! યહ ક્યા બાત કરતી હે! કોને કમજાતને ઉસ્કા મુંભી દેખા હે!

છોટીયાં—મીયાં, એસા જૂઠ કહેનેસે ક્યા ફાયદા હે! ઇતની વક્તમે ભૂલ ગયે! ઇશક બાજ તો બડે અચ્છેયે.

શેરખેક—છોટીયાં માઈ, મેં કબ તીજે ઘરૂં આયાથા, ખુદાકે બાસ્તે સચ બોલ.

બીરબલ—(અકબર પ્રતિ) નામદાર, યહ છોટીયાં તાયફા જો હેસો જુઠ બોલે વેસા નહિ.

શેરખેક—બીરબલસાબ, તુમ યે ક્યા બાત કરતેહો, કોન દો તુખમને ઉસ્કા મુંભી દેખા હે!!

કાજી—ખુદાવીંદ, એસા કુચ્છ હોવે! બુંદીકોટામેં જાકર તીન માસ તલક રહા, ઓર ગાંઉમેં ઉન્ને તાયફાકા મુંભી દેખા નહીં હોગા, તો દુસરા ઉન્ને ક્યા કીયા હોગા?

શેરખેક—અરે, કાજીસાબ, મેરે બાપદાદેકી કસમ! જો ઉસ્કા ઘર ૧ નામભી પીછાનતા હોઉં તો!

અકબર—બડી તાજ્જુબીકી બાતહે! શેરખેક, બારીક બિચાર કર, તેં ઉધર યહ નાયકા કે ઘરૂં રહા હે! એસા માલુમ હોતાહે. જો તેં ઇસ બાતમેં બે મુદા હોયગા, તો જેસા ચાંપરાજકા શીર લેતા હું, વેસા તેરાભી જાન લઉંગા, બેશક યાદ રખનાં.

શેરખેક—ખુદાવીંદ, કલા મલાંકી સોગન હે, જો મેં ઇસ લુંડીકે ઘરૂં રહા. હું તો, નામદાર, યહ બીલકુલ બનાવટ કર બોલતી હે, હજૂરકા ફરમાન હોવે તો મેં કલાં મલાંકી સોગનપર કરાર કરનેકું તૈયાર હું.

બીરબલ—ક્યું, છોટીયાં, યહ ક્યા કહતા હે?

છોટીયાં—બહોત અચ્છા હજુર, જો યહ શેરખેક કલાં મલાં

ઉઠા કે કરાર કરતા હૈ, તો મેરી પાસ બહોત પુરાવા હે, સો મેં પીછેસેં દેઉંગી.

અકબર—બહોત અચ્છા, બીરબલ, કરાર લીખલો, ઓર યહ શેરએકકી ઉસ્મેં સહી લો.

બીરબલ—જેસા નામદારકા હુકુમ ! (લખીને) ખાવીંદ સુનીયે.

અકબર—બાંચો ?

બીરબલ—મેં શેરએક, દિલ્હી તખ્તનશીન, ખુદાવીંદ અકબર બાદશાહકી રૂબરૂ કરાર કરતા હું કે જો મેં બુંદીકોટામે જાકર યહ ગુનકાકા મુંબી કભી દેખા હોવે, વ ઇસ્કા એક પૈસાકાભી કરજદાર સાબીત હોઉં, ઓર ઇશકકી બાતમે યહ ઓરત મુઝે અમા વ ભેણુ બરાબર ન હોવે તો ખુદાવીંદ અકબર બાદશાહ જો સજા મેરે શીરપર રખે વો ઉઠાનેકુ તૈયાર હું.

અકબર—બીરબલ, તારીખ ઉસ્મે લીખો, વ ફાંસીકી સજા લીખો.

બીરબલ—બહોત અચ્છા સરકાર, સબ લીખાહૈ. (શેરએકને આપીને) શેરએકમીયાં, ઇસ્મે સહી કરો.

કાજી—શેરએક, ઉઠાઓ, યહ કલાં મલાં ઓર પીછે સહી કરો.

શેરએક—(કલા મલાં હાથમાં લઇને) યહ ઓરત ઇશકકી બાતમે જો મુજે અમા વ ભેણુ બરાબર ન હોવે વ ઉસ્કા મુંબી મેને કભી દેખા હોવે તો યહ કલા મલાંકી સોગન હૈ. (પછી સહી કરેછે).

છોટીયાં—(સહી કરયા પછી તુરત) પડદા રખલે, દાસી.

દાસી—બહોત અચ્છા, બાઇ સાહેબ !

(પછી તેની છાડી છોટીયાંના મુખપર બુરખો નાંખેછે ને આડો એક વસ્ત્રનો ચક ધરી રાખેછે. ને બન્ને કચેરીને એક ખુણે જઇ ઉભાં રહેછે.)

અકબર—યહ ક્યા તાજુબી !

બીરબલ—નામદાર, કુચ્છ થોરા માયના સમજ પડાહૈ.

દાસી—(બધું કહી દેખાડેછે.) રાગ લાવણી.

(ગુલશનમેં બાહર ખડા ખડા રોતાહૈ) એ ચાલ.

અમ ઉપર ગૂજરી પિતા પાદશાહ જાણી,

આ હવે ગુણીકા નથી, હાડાની રાણી. અમ૦

અકબર—(એ સાંભળીને) આહાહા! પરવરદીગાર, યહ હાડાકી રાની!! શાબાશ! ચાંપરાજહાડા શાબાશ!! તુઝે ઓર તેરી રાનીકુ શાબાશ હે!

બીરબલ—ધન્ય હે ખુદાવીંદ ધન્ય હે ઉસ્કું!!

કાજી—વાહ પરવર દીગાર, કયા કુદરત તેરી!

દાસી— રાગ ઉપરનો.

એણે નથી દીઠું એહ મૂખ, વાતછે સીધી,
હડ ખરી આટલીવાર, વાતમાં લીધી. અમ૦

બીરબલ—સચ્ચ બાત, શેરમીયાં, તેરી હડ સચ્ચી હે, તેને ઉસ્કા મું કહાંસે દેખા હોવે.

કાજી—યા પરવર દીગાર, સચ્ચી બાત અબ જાહેરમે આઈ!

દાસી— રાગ ઉપરનો.

આવ્યાછે જ્યારથી, હાડો આપની પાસ;
એ જપતપ કરતાં બાઈ, રહી ઉદાસ. અમ૦
એ હતી મેહેલમાં, પતી ધ્યાન દ્રઢ ધારી;
એકદમ રાજાજી આવી ઉઘાડી બારી. અમ૦
નવ પુછ્યું ગાચ્છું કાંઈ, વચનની વૃષ્ટિ;
એને કરવા લાગ્યા નાથ, ઝેરની દૃષ્ટિ. અમ૦
એ જાણે નહિ શું નાથ આ તમ થયેલા,
એ થઈ ગયાં વ્યાકુળ સ્તબ્ધને ઘેલાં. અમ૦
કહે શું મારો અપરાધ જાણાવો પ્યારા;
વણ ઉત્તર દઈ ધિક્કાર, થાય અશ્વારા. અમ૦
એને કહ્યું તાહરે માટ, મુજ શીર જાયે;
ધિક ધિક અબળાની જાત, પણજ ખોવાયે. અમ૦
આણે પગ નથી દીધો બહાર, કુંદીકોટાથી;
આ થયાં નાયીકા નાર, આરોપ ખોટાથી. અમ૦
કરી કસોટી અમ ભગવાન, તમારી દ્રષ્ટે;
અમ લજ્જા રાખી નાથ, પોચાડી કષ્ટે. અમ૦

અમ રાજાએ કીધી, શરત આપણું ભારી;
હતો હૃદય વિશે વિશ્વાસ, સતીછે નારી.    અમ૦
પણ સાહસ શું રે કરી એમને મૂક્યાં;
કેમ આવ્યો અણવિશ્વાસ, નથી એ ચૂક્યાં.    અમ૦
જ્યારે ભૂલે નીજ ભરથાર, નારીએ કહેવું;
કરી કળાને કાઢવા બહાર, સુખ દુખ સહેવું.    અમ૦
જો રાખી શરમ એ નાવત, આપ ભૂવનમાં;
અમ રાજા તણી રહી જાત, મનનીતો મનમાં.    અમ૦

**અકબર**—(ગુસ્સે થઇને) એ કમજાત, શેરબેક, ઇધર આ, સચ્ચ બોલ ક્યા હકીકત હે!

**શેરબેક**—(ધ્રુજતો ધ્રુજતો) ખુદાવીંદ, સચ્ચી હકીકત અબ જાહિર કરતાહું, મુજે માફી મીલની ચેયે. મેને બે અકલસેં યહ ઉઠાવ કીયા હે.

**બીરબલ**—માફીકા બિચાર પીછે. અબ તેરી ખરી હકીકત બોલ, ક્યા બેમાની તેને કી હે.

**શેરબેક**—ખુદાવીંદ, મૈં નામદારકા ફરમાનસેં ઇંહાસે બુંદી-કોટા ગયાથા.

**કાજી**—નામદારને કબ હુકમ દીયાથા? તેરી ખુશીસેં ગયાથા.

**બીરબલ**—સુનો કાજીસાહેબ, સુનો, બોલને દો.

**શેરબેક**—પીછે ઉધર મેંને બહોત તકલીફ ઉઠાઈ, લેકીન જબ કીસ તરહસેભી ઉસકે મહેલકી દેવડીભી દેખને ફતેહમંદ નહીં હુવા, તો ઉસકા મુંતો કહાંસે દેખું. આખીર એક માલનસેં મસલત કરકે વો ચાંપરાજકી ફુઈ બનકર રાની પાસ ગઈ, ઓર વહાં થોરે દીન રહકર સબ હકીકત ઉસકે મહલકી સબરાહ, નામ ઓર ઉસકે બદનકી નીશાની યાદ રખકર મુજે આકર કહા, ઉસ પરસે સબ બનાવટ કરકે મેંને આપકે આપકું રોશન કીયા, એસા બે અખતીયાર કામ હાથ લીયા, અબ મુજે બડી દિલગીરી હોતી હે.

**અકબર**—એસી નેક બડી ટેકવાલી ઇજતદાર ક્ષત્રીકી ઓરત પર તેને બનાવટ કર જુલ્મ ગુજારા, ઓર તેં તેરી શરતમેભી જુ-

કા હુવા, ઉસ બાસ્તે તેરા શીર ઉડાનેકા અભી હુકમ કરતા હું (ચાંપરાજ પ્રત્યે) કયું, ચાંપરાજ ઠાકોર, યહ બાત તો એસે ભઈ હે.

ચાંપરાજ—ખુદાવીંદ, મેંનેતો જબસેં મેરી ઓરતકી હકીકત સુનીહે, તબસેં દિલગીરીમેં ગીરફતાર હુવા હું કે મેને બડા સાહસ કામ કીયા !

અકબર—બીરબલ, યે ચાંપરાજકી ઓરતકી કયા નેકી હે, મેં જાનતા હું કે સારી આલમમેં ઇસ દુનીયાપર એસી અપને આવીંદસેં નેક ઓર ઇમાન બાલી ઓરત જાત નહીં હોગી. ઉસપર યહ કમજાત શેરબેકને ફરેબ ઉઠાકર તહોમત દીયા, ઓર વો ઓરતને અપના સાચ દીખલાને વાસ્તે ઇતની તકલીફ ઉઠાઇ. બીરબલ, યહ કમજાત શેરબેગકા શીર ઉડાનેકા જલ્દી બંદોબસ્ત કરો.

બીરબલ—હાં, ખુદાવીંદ, અપરાધીકું સજા અવશ્ય મીલની ચેયે. (શેરબેક પ્રતિ) શેરબેક તેં તૈયાર હોજા.

શેરબેક—નામદાર, એક વકતકે બાસ્તે મુજે માફી મીલની ચેયે. (ચાંપરાજ પાસે જઈ તેને પગે નમીને) હાડા ઠાકોર મેં આપકે શરન હું.

કાજી—લબ જાનતહે શેરબેગ, એસી પાક ઓરતકું બેહુરમત કરને ગયાથા, ઓર અબ માફી મંગતા હે, સો મીલગી કયું? (લેહકાવીને) ઠાકોર શરન આયાહું, સો કભી હોનેવાલા નહિ.

ટોડરમલ—નામદાર, એસે અપરાધીકું માફી મીલે વો રાજનિતીસેં વિરૂદ્ધ હે.

પૃથુરાજ—ઉસ્કું તો ઇસસેભી જાસ્તી શીક્ષા મીલની ચેયે. હમરાજ બંશીકી ઇજતપર હુમલા કીયા વો કુછ છોટી બાત હે.

તાનસેન—એસે નાદાનકું અવશ્ય જેર કરનાં ચઇયે. કેસે શૂરવીર શોખીન ચાંપરાજ જેસે ઠાકોરકું ઉને સતાયા હે, દુર્જનકું માફી મીલની ન ચેયે.

ગંગકવિ— કવિત.

અકાર ન દ્વેષ કરે, ઇરિષામેં અંગ જલે;
રંગ દેખી રીઝે નહીં દ્રષ્ટે દોષ ખડોહે.
આપકો ન સીપે કાજ, કર્ત પરકો અકાજ;

લો ગુનકી છાંડી લાજ, અસૂયામેં અડ્યોહે.
મનબાણી કાયા કુર, ઓરકું શતાયે શૂર;
કાલ ક્રોધકો હજુરી, બીધી કયુંહું ઘડ્યોહે.
કહત હે કવિગંગ, સુનો દિલ્હીપતી મેરે;
દુનીયામેં દૂખ એક, દુર્જનકો બડોહે.

**તાનસેન**—દૂર્જન, વ ચુગલખોરકા દૂખ બડાહે ! ગંગકવિ !

**ગંગકવિ**—તાનસેનજી, ચુગલબાજ અપની ચુગલીકા વર્કત ચૂકતા નહીં.

**તાનસેન**—ગંગકવિ, કેશવદાસજીને એક કવિત કહાહે કેઃ—

**કવિત.**

ચુકજાત ઝવેરી જો, હીરાકી પરીછા જાને,
ચુકજાત રાગી સુન, ગાવત ગુનવારીકો;
ચુકજાતહે પંડીત, પઢેયા બેદ ચારીકો,
ચુકજાતત બ્રહ્મા અંક, લીખત નર નારીકો.
ચૂકત તેજી તુરંગ, પશુ ઓર પંછી સારે;
ચૂકજાત એરાવત,ગજ ઈંદ્ર અસ્વારીકો,
કેતહે કેશવદાસ, શૂરા રનહુંમે ચુકે;
એક ચુગલ ચુકત, નૈં સમેં દૂષ્ટ ચારીકો.

**ચાંપરાજ**—(શેરબેક, તમારે શરણછુ, એવું બોલ્યો છે તેથી વિચારમાં) અપના શત્રુ જબ અપને શરણ આયા, તબ ઉસ્કા રક્ષણ કરનાં વો ક્ષત્રીકા ધર્મ હે, મગર ઇશ બાદશાહું કે આગે ઉસ્કા બચાવ હોનાં મુશ્કિલ હે, લેકીન અરજ તો કરનાં, પીછે ક્યા જવાબ મીલતા હે, સો દેખેંગે.

**બીહાગની ગજલ.**

(મુજે કોન ઘરસે' લાયા ઇ'હાં) એ ચાલ.

**એણે કૃત્ય કીધું કદી આવું, પણ હું શિક્ષાનો હાથ ઉઠાવું. એણે.**
**આપ ખુદાવીંદ કરો મહેરબાની,માફી દીયો એને અરજ જણાવું. એણે.**
**વળી શરણે એ આવ્યોછે મારે, ક્ષત્રીબીરદ આપ થકી પળાવું.એણે.**
**હોડ હાર્યો એ શિક્ષા તો પામે, હુંએ ચાહુંતો એનું શીશ ઉડાવું.એણે.**

ગુણપર ગુણતો સૌએ કરેછે, અવગુણપર ગુણી જગમાં કહાવું.એણે.

નામદાર, મેરી એક અર્જ હે કે આપ ઉસ્કું માફી દીયો, કયું કે ઇસ કામસેં ઉસ્કું બહોત ખેદ હુવા હે, ઓર વો મેરે શરન આયા હે, આપ દિલ્હીશાહ ને હમ ક્ષત્રીલોગુંકે ધર્મકા સદા રક્ષન કીયાહે.

અકબર—ચાંપરાજ, મેરી દુવાઇમેં એસા ઇનસાફ કભી હોતા નહીં, ઉસ્કા જાન મેં અવશ્ય લઉંગા.

બીરબલ—ઠાકોર, તુમારી સાથ શરત મેં વો શીકસ્ત પાયા, ઉસ્કા જાન અબ બચે વેસા નહીં હે.

કાજી—બચે કેસેં, શેરખેક, અબતો ખુદા પલટ ગયા, લાઇલા ઇલ્લલા, મહમદરસુ લુલ્લાહકું યાદ કર.

બીરબલ—ખુદાવીંદ, ચાંપરાજહાડાકી ક્ષત્રી ધર્મકી બાત નિગાહમેં લેની ચેયે.

કાજી—સજા તો અવશ્ય હોની ચેયે, ફાંસીકી નાંહિ તો દુસરી.

અકબર—(ચાંપરાજનો એ વાતમાં દુરાગ્રહ જોઇને) અચ્છા બીરબલ, વ કાજીસાહેબ, તુમ સબ એસી બોહોંશ કરતે હો, ઓર ચાંપરાજ ઠાકોર, દુશ્મનકું શરન આયા પીછે માફી દેતાહે, વો એક રાજની તીકી રાહ હે, ઉસપર નજર કરકે મેં ઉસ્કું દેહાંડદંડ સજાકી માફી દેતાહું ઓર જીંદગાની તલક દેશ નિકાલકી સજા કરતાહું.

ચાંપરાજ—ખુદાવીંદ બડી મહેરબાની કીહે, હમારા શરણાંગત રક્ષક જો બીરદહે, સો આપને કબુલ રખા, ખુદા આપકું સલામત રખો.

તાનસેન—ઠાકોર, તુમારી સજ્જનતાકુંભી ધન્ય હે.

ગંગકવિ— કવિત.

સહત સંતાપ આપ, પરકો મીટાય તાપ;
કરૂણાકો દ્રુમ શીત છાંયાજો સુખકારી હે.
શૂરવીર ક્ષમાવાન, કોટી પતી માન નહીં;
જ્ઞાનકો નીધાન ભાણ, ગંભીર ગુણધારી હે.
દોષ દિલ નહીં ધરે, શરણે આયે સુખ કરે;

પરમાર્થ વૃતી જીન સદાઈ પ્રાણ પ્યારીહે.
કહતહે કવી ગંગ, સુનો દિલ્હીપતી મેરે;
વિશ્વમેં વિરલા નર, સજ્જન બલીહારીહે.

બીરબલ—શાબાશહે ગંગકવિ, સજ્જનકા અચ્છા ચિત્ર દીયા !

ચાંપરાજ—વો માફી નામદારસેં મીલીહે, ઉને હમારા માન રખાહે.

બીરબલ—ચાંપરાજ, નામદાર અકબર બાદશાહ હરેહમેશ ક્ષત્રીસેં એસી અચ્છી બરતનુંક રખતેં આવેહેં, ઉસમેં અબ ક્યા આશ્ચર્ય હે, વો રજપૂતોકા માન બહોત રખતેહે. વ રજપૂત લોગુંભી તેસેંઈ ઉસકું ચાહતેંહેં.

અકબર—બીરબલ, ચાંપરાજ ઠાકોરકી ઓરત એક ખુદાકી વલી વ ઉસકે ઘરકી કનીઝક હે, ઉસકી નેકી બહાદૂરી, લ્યાકત, વ ઇમાનદારીપર મેં આફ્રીન હુવાહું.

બીરબલ—જહાંપનાહ, મૈં તો ઉસકી હિમ્મતપર આફ્રીન હુવાહું, કે બીલકુલ ઉને કહાંભી અંદેશા ખાયા નહિં,ઓર કલબલસેં અપના સત્ય જાહીર કર દીયા.

પૃથુરાજ—જી હજૂર જબ બિગ્રહ વ બડા આપત્તિકા સમય આતાહે, તબ હમારે રજપૂતોકી ઓરત છુપકે બૈઠ નહિં રહતી, વો મેદાનમેં આકર જાહીર હોતી હે.

માનસિંહ—ક્ષત્રી નારીનેભી કેસે કેસે સંગ્રામ કીયા હે, સો ઇતિહાસુંમેં પ્રસિદ્ધ હે.

તાનસેન—એસે બહોત હે, ઉનકે પરાક્રમ ભી ક્ષત્રીવીર જેસેઇહે.

ગંગકવિ—ક્યું ન હોવે, ભોજ કર્ણ બિક્રમ, હરીશ્ચંદ્ર એસે એસેં મહાત્મા ઉસકેઈ ઉદરસેં પ્રગટ ભયેહે.

કવિત.

છુપી નહીં સુલોચના, રઘુવીરકી સભામેં;
કમંક શીરપેં આયો, મુખ હસાયો હજારમેં.
જગદેવકી વનીતા, વીરમતી છુપી નહીં;

લાલસીંહ માર્યો જીને, સદરાકી વાહારમેં.
છુપી નહીં તારામતી, હરીશ્ચંદ્ર જુકી રાની;
પતીસંગ જુતી, નીચ ઘરૂં બે બારમેં.
કહત હે કવીગંગ, સુનો મેરે દિલ્હીપતી;
છુપી નહી હાડા નારી, મુગલુંકે દર્બારમેં.

**અકબર**—હાં, ગંગકવિ બડી હિમ્મત ઉને ચલાઇ હે અબ મેરે દિલમેં એસા આતાહે કે મેં યહ ચાંપરાજકી ઓરતકા દિદાર કરૂં, ઇસ્કી જોડી સારી આલમમે કીધરભી મીલને બાલી નહીં, ઓર વો બમનને જો કહાથા, એસા હુ બેહુબ યહ સ્ત્રી નમુના હે, ઇસ્કા દીદાર કરને હારા બંદા જરૂર ખુદાકી જીન્નતમેં જાયગા.

**બીરબલ**—બીન અંદેશે, નામદાર, (દાસીપ્રતી) કયું દાસી, તુમારી બાઇકું પૂછ દેખો કે નામદાર અકબર બાદશાહ અબ તુમારે દીદારકી ઇંતેજારી રખતે હે.

**દાસી**—(પડદા અંદરથી બાઇને પુછીને).

રાગ લાવણી ઉપર મુજબ.

અમ ઉપર ગુજરી પિતા પાદશાહ જાણી,
એ હવે ગુણિકા નથી, હાડાની રાણી.
એને ક્ષમા કરો દિલેશ, ક્ષત્રીની રીતી;
એ નહીં દેખાડે મૂખ, સતીની નીતી.

**ચાંપરાજ**—(એ સાંભળીને) અરે પ્રીયા, જો તેં કહતી હે ઉસ માફીક અકબર બાદશાહ અપને માતપિતા તુલ્ય હે, ઓર અપને ઉસ્કે બાલબચ્ચે હે, ઉસ્કું મુખ દીખાનેં મેં કુછભી હરેકત નહીં.

**દાસી**—(એ બાઇને કહેતાં) જેસી રાજાજીકી આજ્ઞા!

**અકબર**—(પડદાની અંદર મૂખ રાખીને) બેઠી, ખુદા તુજે આબાદ રખે, ઓર તેરા ખાવીંદસેં તેરા પ્યાર દીન બદીન જ્યાદે હોતા જાવે, એસી મેરી પરવરે દીગારકે પાસ આરેઝુ હે, (પછી આવી તખ્તપર બેસીને) ચાંપરાજ ઠાકોર, તુમારી ઓરત મેરી બેટી હે, ઓર તુમ ઉસ્કે ખાવીંદ મેરે જમાઉ હો, મેરી બેટીકી અવલસેં આખર તલક નેકી ઓર પાક હુરમતમંદી દેખકે મેં બહોત ખુશ હુવાહું,

અબ તુમારી પેશકશી મુગલ રાજકું મોકુફ હે, તુમારી છે માસકી નોકરીભી માફ કરતાહું, તુમ તુમારે રાજ્યમેં જાઓ, ઓર બડી મઝેસેં અપના રાજ્ય કરો, ઉસસેં જ્યાદે મેં મેરી બેટીકું દાયની દાખલ દરસાલ તુમારેકું પચાસ ગાંઉકી ઉપજ ઇનાયત કરતાહું. ઓર હકતાલાકી પાસ સદા બંદગી કરતાહું કે તુમારા દોનુકા પ્યાર જેસાહે તેસાઈ સદા કાયમ રહો, વૈસા સચ્ચે જીગરસેં મંગતાહું.

ચાંપરાજ—ખુદાવીંદ, આપ સદા આબાદ રહો, ઓર ક્ષત્રીકા નેક સંબંધ મૂગલ રાજસેં સદા કાયમ રહો.

અકબર—ચાંપરાજ ઠાકોર, ખુદાકી ફરજંદસેં તુમારી ઓરત, વ મેરી બેટી જેસી પાક ઓરત તુમ ક્ષત્રી લોગમે પેદા હોવે, એસી ઇનસાનપર હકતાલાકી રેહેમ મંગતાહું.

બીરબલ—નામદાર, આપકી દુવાઇમેં એક જગ મશહુર યહ કિસ્સા બનાહે.

કાજી—હાડાકી રાની સોનરાનીકી જો તારીફ કરે સો થોરીહે.

ગંગકવિ— કવિત.

ધન્ય હે ક્ષત્રીકી પૂત્રી, હાડાકી નાહારી પ્યારી,
ગૃહસેં ચલી પતીકી, પીડકું પીછાની કે;
કંકર રૂ કંટકકે અરણ્યમેં ચલી આઈ;
સીંહન જ્યું હામકીની, સર્વ બાતે શ્યાનીહે,
ગુનકાકો સ્વાંગ લીનો, દિલ્હીશ રંજન કીનો;
પતીકું ઉગાર દીનો, જુગત એસી આનીહે;
કહતહે કવી ગંગ, સુનો મેરે દિલ્હીપતી;
હાડાકી પટરાની વા, તો જોગમાયા જાનીહે.

તાનસેન,—હાં ગંગકવી, સચ્ચી જોગમાયા! ઇનમેં બીલકુલ અંદેશા નહીં.

કાજી—ખુદાવીંદ, વો બુંદીકોટાકી માલન, જીને યહ રાનીકું ફંદેમેં ફસાઈ ઉસકું અચ્છી નશીયત મીલની ચેપે.

અકબર—બીરબલ, વો માલનકું બુંદીકોટાસેં ઇધર મંગવાકે ઉસકા નાક વ કાન કાટકર સારા શહેરમેં ફીરાકે દેશ નિકાલ કરદો.

કાજી—ખુદાવીંદ, ગધેપર બીઠા કે ફેર વેપાર કરની ચાહીએ.

અકબર—હાં, એસાઈ કરો.

ચાંપરાજ—જહાંપનાહ, એસા નહીં હોનાં ચાહીએ. ક્યુંકે વો મેરી કુઈ જબ હુઈ તબ અંદર ઉને પ્રવેશ કીયા, વાસ્તે ઉસકે નાક કાન કાટોગે તો મેરી કુઈકે કાટે બરાબર હોયગા, જીસકે લીયે મેરી અરજ હેકે ઉસકું માફી મીલની ચેયે.

અકબર—અચ્છા, બીરબલ, વો બુંદીકોટાકી બાતહે, (ચાંપરાજપ્રતિ) વહાં તુમારી મરજી હોવે વેસા કરનાં.

ચાંપરાજ—(રાણી સહીત) ખુદાવીંદ અબ હમ રજા મંગતેહેં.

(જાયછે.)

અકબર—બહોત અચ્છા. (બીરબલ પ્રતિ) બીરબલ કચેરી બરખાસ્ત કરો. ઓર યહ કિસ્સા ઇતિહાસુંમેં લીખનેકા હુકમ ભેજદેનાં.

બીરબલ—બહોત અચ્છા સરકાર.

ગંગકવિ—(તે વખત ઉઠીને)

કવિત.

મિત્ર પહાડસિંહ જેસે, ધન્ય તેંસે ચાંપરાજ;
ક્ષત્રીવટ ખરી છાપ, જીનકે અંગ જાનીહે.
ધન્ય હે સોનરાણી, ભૂપનુંકી વીરમાતા;
સતી શુરી એક ટેકી પ્રગટ તો પ્રમાનીહે.
ધન્ય મીયાં શેરબેગ, સબકી કસોટી કીની;
તેરીભી દુરજનતા જગમેંહે બખાનીહે.
કહે ગંગ ધન્ય ધન્ય, અકબર જેસે શાહ;
નેકીકી નેકી જીસને પૃથવી મેં પીછાનીહે.

(આ કવિતમા આખા કીસ્સાના મુખ્ય માણસોને તાત્પર્ય તથા શેરબેકની સ્તુતિ નીંદા ઇત્યાદિક શ્રવણ કરી કવીના ચાતુર્યની પ્રસંશાની વાત ચીતની સાથે કચેરી બરખાસ્ત થાયછે.)

ચોપદાર—(શાહ ઉઠતી વખતે) આસ્તે કદમ, મુલાખતસેં કદમ, આજુસેં બાજુસેં નીગાહ રખો મહેરબાન.

(સરવે જાયછે.)

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ—રસ્તો.

સુમતિ—(સ્વગત.)

જય જગદીશ્વર! તેં સહુનો ધર્મ રાખ્યો? શાબાશ છે પૂત્રી સોનરાણી, શી તારી હિમ્મત, શી તારી હિમત! ને શું તારૂં ચાતુર્ય! રજપૂતોમાં આવી સ્ત્રીઓ હોયછે, આપત્તિકાળમાં યુદ્ધ પણ કરેછે, ને એક વીર પુરૂષનું શૂરાતન ધારણ કરે છે, એ ઇતિહાસીક બીના આજ તેં સિદ્ધ કરી દેખાડી, હાડાના ઘરમાં તો આવાંજ રત્ન જોઇયે! પણ રત્નનું પારખું પરમેશ્વરે કર્યું! નહિ તો દાટ વળી જાત, હું આવ્યો! પણ કાંઇક મોડો! મારૂં પ્રયત્ન શું આ બાળા જેવું ફતેહમંદ ઉતરત? ના,ના, અકસ્માત્ આ કુલીન વધુએ જે પરાક્રમ કર્યું છે તેવીજ મરદી તો વિરલ અબળાઓમાં જોવામાં આવીછે. પણ ચાલ હવે વધારે આંહી ન રોકાઈ રહેવું, કેમકે પાછું રાજા રાણીને મળી બુંદીકોટા તરફ પ્રયાણ કરવું છે. ત્યાંની વ્યવસ્થા મારા પૂત્રને સોંપી છે, તેથી હરકતતો નથી તોપણ પ્રજાની આતુરતા આવો બનાવ બન્યો છે, તેથી તે જાણવા ઘણીજ હોવી જોઇયે. કાંતો બધું પ્રકૃતિ મંડળ રસ્તેજ મળવું છે. ચાલ હવે જલદી જઈ રાજાને મળું. (જાયછે.)

---

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—દિલ્હીમાં ચાંપરાજનું મુકામ.

### પાત્ર—ચાંપરાજ—સોનરાણી, સુમતિ, સંગિતભદ્રા.

ચાંપરાજ—(સ્વગત) માલીની છંદ.

હર હર શિવ મેં શું ક્રોધ કીધો નઠારો;
દુરજન છલમાની, ફેરવ્યો મગજ મારો.
ધિક ધિક પલમાંહિ, પ્રીત સાચી વિસારી;

ઘર જઈ ફિટકારી, શૂદ્ર રામા બિચારી.
અરિ હતિ પ્રિય મારી, નોતી એરે નઠારી;
વિરૂધ વચન ત્રાડી, દૂભવી પ્રાણ પ્યારી.
ધન ધન ધન કાંતા, હેત તારૂંજ ગાઢું;
હર હર નિરદોષી, ઊપરે ખડ્ગ કાઢ્યું.

અહાહા ! શું મારા હાથથી સાહસ કામ થયું છે ! કે કોઈ પણ વાતનો વિચાર ન કરતાં એક નિર્દોષી નારપર જઈ ગેરવાજબી હુમલો કર્યો, અરે સકોમળ કદળીપર વિજ ત્રુટી પડી, એક તરૂણ કુમલીલતાપર દાવાનળ અગ્નીએ કોપ કર્યો, એક મૃગલીપર વજ્રનો પ્રહાર ! એક મહામૃદુ મધુર સત્યનીતી ભુષીત શબ્દ શ્રવણ કરનાર સતીપર કટુ, હૃદય ભેદી દુખદાયક વાક્યોની કઠોર અવિચ્છીન ધારા, શું પીપીલીકાપર પર્વતનું પતન ! આહાહા ! આ પશ્ચાતાપ શી રીતે શાંત થાય, દૈવ આ શું તેં મુને ભૂલ ખવરાવી ! અરે સ્ત્રી હૃદયનો હું કાચો પરીક્ષક નિવડ્યો, અરે દિવ્યસતી, તારાં શૂરવીર પ્રયત્ન ! તારૂં સમયોચિત આગમન ! તારૂં ક્ષત્રી અંકુર પ્રજ્વલીત અભિમાનને ! તારી વીર હીમ્મત, જો દિલ્હિ પહોંચી ઉપયોગી થયાં ન હોત, તેણે શરમનો પડદો દૂર મૂક્યો ન હોત તો, તેણે દિલ્હીશાહને અનૂપમ કળાથી ખુશ કર્યો ન હોય, તેણે વચન પાસમાં તેને બાંધ્યો ન હોત તો, તારો સ્વામી આ મૃત્યુ લોકની ભૂમીપર આજ હયાત નહોત ! અરે તૃણ તૂલ્ય મૃત્યુ દુખદાયક ન થાત, પણ એક નિરપરાધી સતયુગની સતીને મનમાં મુંઝાઈને મૃત્યુ કરવું પડત. સત્ય પ્રગટમાં ન આવત, અને મહા અનર્થનું એક કાર્ય થાત ! ધન્યા હે ધર્મપત્ની ! તેં કેટલાં સંકટ સહન કર્યાં, તેં કંકર કંટકયુક્ત અરણ્ય ઓળંગ્યા, તેં વિપ્તી સમયમાં વિરશસ્ત્રને વીર કંકણ બાંધ્યા, તેં બુદ્ધિના તાર્કીક તત્વો એક અપરાધી પ્રાણનાથને માટે ઉદાર અંતઃકરણથી વાપર્યાં ! હવે મન વિશેષ વાદ ન કર, ભાવી મટેજ નહિં. પણ અંતે શ્રી જગદીશ્વરે સત્ય મૂર્તિને ન્યાય આપ્યો ! એનો ગુપ્ત પડદો અઘટિત ઘાટ ઘડતોજ નથી !

**સોનરાણી**—(પ્રવેશ કરીને) પ્રાણનાથ, આમ શું વિચારમાં ક્ષીણ થયા છો, આપ હસતા વદનથી વાતચીત કરો, કેમકે શ્રી જગદીશ્વરે સત્યનો પ્રકાશ કર્યો છે, તમારા પૂન્યપ્રતાપથી !

**ચાંપરાજ**—પ્રિયા, આ અપરાધીને સાહસીક એક ભવીનો અપરાધ તેં ક્ષમા કર્યો ! તુંને મારૂં મુખ દેખાડતાં હવે મુંને શરમ લાગેછે.

**સોનરાણી**—પ્રાણનાથ, એ શું બોલોછો ! આવા પ્રસંગ તો હું સર્વદા ઇચ્છુંછું. મારા અંતઃકરણની કસોટી આ સિવાય બીજે કયે ઉત્તમ પ્રસંગે થવાની હતી ! આતો મારી ઉત્કંઠા ઇશ્વરે પૂર્ણ કરીછે.

**ચાંપરાજ**—પ્રિયા આ દિલગીરી મુંને જીંદગાની પર્યંત વિસરવી નથી. આતો મારા હૃદયમાં કારી જખ્મ લાગ્યો છે.

**સોનરાણી**—પ્રાણનાથ, એ બીલકુલ મનમાં ન લાવવું. દૈવ આવી વિપત્તીઓ ન નાંખે, ત્યારે દંપતિના સ્નેહનું પારખું કેમ થાય ! હરીશ્ચંદ્રને તારામતિ નળને દમયંતિનાં ચરિત્રપર આપ વિચાર કરી જુઓ ! એતો મનુષ્યચરિત્ર ચક્રમાં એવું થાતુંજ આવે છે. એમાં બીલકુલ આપનો દોષ ન સમજવો ! દુર્જનનાં પ્રપંચથી સજ્જનોને દુઃખ સહન કરવાં પડે છે. પણ અંતે સત્યનો જય થાય છે.

**ચાંપરાજ**—પ્રિયા, દિલને ઘણું સમજાવુંછું પણ શાંત કેમ થતું નથી ! !

**રાગ ગજલ.**

મેંને ક્યા જુલ્મ, તેરેપર, મેરી પ્યારી મેરી પ્યારી. ટેક.
સાહસ કર નિરદોષીકું, મેં ધિક્કારી મેં ધિકારી,
બચાઈ તેંને યહ મેરી જાન મેરી પ્યારી. (૨)
શુદ્ધ ક્ષત્રી પૂત્રી રખી વટ તેં, સતી નારી, (૨)
સચી સ્નેહ ગાંઠ, તેરીહે, મેરી પ્યારી. (૨)
ધન્ય ધન્ય ધન્ય પ્રિતિ તેરીકું,સચ્ચા પ્યારી, (૨)
ગુનેગાર તેરા હુવાહું મેં, મેરી પ્યારી. (૨)
માફી બક્ષતો મુઝે દિલકા, જખ્મકારી. (૨)

**સોનરાણી**—( એ સાંભળી )

### ગજલ દેશની.

શુણો પીયુ મારા એ પારખું, પ્રભુ લઇને પ્રેમ પકો કરે. એ ટેક.
નથી વાંક તમારો પ્યારા પતિ, તમને ખાતરી જો હુંમાં હતી,
કીધી હોડ હામ ધરી તમે, ભરી સભામાંહે વિનાડરે; શુંણો.
દુઃખ સ્ત્રીને તો બચાવે પતિ, પીયુ દુઃખે કામ આવે સતી,
જો પ્રિતી ખરી નર નારીની, નવ ગુપ્ત રેશે કદી અરે; શુંણો.
આ બનાવ અત્રે એવો બન્યો, વેહેમ મારો પક્કો થયો ઘણો,
તેથી સાહસ તમોએ કર્યું, નથી દોષ નાથ એમાં ખરે; શુંણો.
આ જંગમાં દુર્જન જે વસે, તે બીજાનું બુરૂં કરી હસે,
તેવા નરથી ચેતતા ચાલજો, તો જીવીત સાચું થશે અરે; શુંણો.

પ્રાણનાથ, આ વાતનો વિચાર છોડી દ્યો, કેમકે આપણી બંનેની ગેરહાજરીમાં આપણી પ્રજા આક્રંદ કરતી હશે! પ્રધાનજીનું ચિત્ત પણ વ્યગ્ર હશે! કેમકે આ બાબતનો એક પત્રથી સુમતિ પિતાને ખબર દઈ હું એકાએક આંહી આવીછું. માટે હવે બુંદીકોટા તરફ પ્રયાણનો વિચાર જલદી થાયતો સારૂં.

**ચાંપરાજ**—પ્રિયા ત્યારે તો પ્રિય સુમતિને ચેન શેનું પડતું હશે! માટે ચાલો જલદી બુંદીકોટા તરફ કુચ કરીયે!

**સંગીતભદ્રા**—(પ્રવેશ કરીને) મહારાજ, પ્રધાનજી સુમતિ પિતા અત્રે આવ્યા છે, ને અહીં આપની પાસે આવેછે.

**ચાંપરાજ**—(રાણીને) સાંભળ પ્રિયા, હમણાંજ આપણે કહીયે છીયે કે એ નિર્મળ સ્નેહીને વફાદાર વૃદ્ધને ત્યાં ચેન પડેજ નહિ, પ્રિયા, તું હવે અંદર જા, ને હું એમને મળી લઊં.

(તે જાય છે ને સુમતિ પ્રવેશ કરેછે.)

**સુમતિ**—રાજા, કુશળ છો! શ્રીહરીનો આભાર માનો! મારી સતીવીર પૂત્રી સારીપેઠે છે?

**ચાંપરાજ**—વાહાલાં સુમતિ,તમે આંહી સુધી શા માટે આવ્યા.

સુમતિ—રાજા, મુંને સુખ કેમ પડે ! તમ બંનેપર આવી આફત ! ત્યારે શું મારે રાજમાં બેસી રહેવું ! મારો ધર્મ શું !

ચાંપરાજ—પ્રિય સુમતિ, ઇશ્વરે આબરૂ રાખી છે, મારાથી કેટલુંક અવિચારનું કાર્ય થયું છે.

સુમતિ—રાજા, તારો દોષ નથી, મેં આંહી દિલ્હીમાં આવી બધી હકીકત સાંભળી છે. દુષ્ટને પ્રપંચી શેરબેકનાં એ બધાં કૃત્ય ! તેના પાપી કર્મની પ્રભુએ તેને શિક્ષા આપી છે. અકબરશાહ જેવા નેકી પાદશાહની નોકરીએ કરવી ઘટારત છે ! બધે દાનાઇથી કામ કર્યું છે.

ચાંપરાજ—મારૂં માન તેમણે ઘણું સાચવ્યું છે.

સુમતિ—એ બધું મારા સમજવામાં છે. પણ રાજા, ઇશ્વરે સૌનો ધર્મ રાખ્યો છે, નીકર મારા વૃદ્ધ શરીરને બુંદીકોટાના શ્મશાનમાં અગ્નીદાહ થાત નહિ.

ચાંપરાજ—તેતો મેં રાણીને પહેલાંથીજ વાત કરી હતી, કે સુમતિ બાપાને ત્યાં ચેન નહિ પડે.

સુમતિ—રાજા, તારી રાણીએ તો રંગ રાખ્યો છે ! કોઇનું કામે પડવા ન દીધું ! મા, દીકરી તો એવીજ જણજો ! ! રાજા, એવી અર્ધાંગના ત્રણ ભૂવનમાં મળવી મુસ્કેલ છે ! આવી હિમ્મતવાન બાળાઓ વિરલ હોય છે !

ચાંપરાજ—પ્રધાનજી, એ યાદ કરૂં છું ત્યારે જીવને ઉદ્વેગ ઘણો થઇ જાય છે કે વિનાકારણ મેં એને—

સુમતિ—રાજા, એ ન સંભારવું, ભાવી જે બનનાર હોય તે મિથ્યા થાય નહિં. પણ હવે વિલંબ ન કરો કેમકે સૌને હસતે મહોઢે જવાનો દિવસ ભગવાને આપ્યો. હવે આપણા ગયા પછી બુંદીકોટામા આનંદ ઉત્સવ વરતાશે.

ચાંપરાજ—હા, હવે ખુશીથી બુંદીકોટા તરફ રવાના થઇયે. હવે માત્ર મારા દિલજાન મિત્ર પહાડસિંહને મળવું બાકી છે.

સુમતિ—રાજા, એને તો મારે પણ અવશ્ય મળવું છે. એને

ઉપકારનાં બે વચન કહી તેનાં પવિત્ર દર્શન કરવાં છે. એ ધર્મસિંધુ એતો નિતી વર્પાવી છે.

ચાંપરાજ—ચાલો ત્યારે મારીજ સાથે (દાસીપ્રતિ) સંગીતભદ્રા, તારી બાઈને તેડી મારા મિત્ર પહાડસિંહને ત્યાં ચાલો.

સંગીતભદ્રા—મહારાજ, ત્યાં જવા એ પણ તત્પર થઈ રહ્યાંછે.

ચાંપરાજ—બહુ સારૂ ત્યારે, ચાલો ત્યાં જઈયે. (જાયછે.)

## સાતમો અંક સમાપ્ત.

સૂત્રધાર—(પ્રવેશ કરીને) પાત્રજનો આ સર્વ સભાજનોની આગળ આ નાટક જે આપણે હમણાં ભજવી બતાવ્યું તેના તાત્પર્ય દર્શક એક મધુર ગાયન એક સ્વરથી સૌનાં મનરંજનાર્થ સૌ મળીને ગાઓ.

પાત્રો—આપની આજ્ઞાને અમે સ્વાધિન છિએ.

(સઉ પાત્રો મળી નીચે પ્રમાણે ગાયછે.)

### કલ્યાણની ગજલ.

પ્રિયા પ્રત્યે નરો, સાહસ નવ કદી કરો;
સોનરાણીનું ચરિત્ર, ચિત્તમાં ધરો. ટેક.
ચાંપરાજ બુંદીકોટાનો, રાજા જે વિખ્યાત;
ચરિત્ર તેની સોનરાણીનું, સંભળાવ્યું હે ભ્રાત. પ્રિયા.
દોષ કલંકો નર નારીના, શુણી પરસ્પર ભ્રાત;
વગર તપાસે ત્વરા કરી, નવ કરશો સાહસ ઘાત. પ્રિયા.
પવિત્ર દિલની પત્ની હોયે, કોઈ દિન નહિં ફસાય;
મલીન દિલની હોય માનની, ક્ષણમાં પલટી જાય. પ્રિયા.
સ્વભાવ મળતા નર નારીના, અવધિ એ છે સૂખ;
વળી હોય વિદ્યારસ ભોગી, કદી ન ઉપજે દૂખ. પ્રિયા.
યોગ્ય ઉમરે પરણે બંને, રૂપ ગૂણ ભરપૂર;
પુત્ર રત્ન પાકે તેમાંથી, જગહિતકારક શૂર. પ્રિયા.

સ્વામી થાઓ નિતી ત્રાતા, પ્રિયા પ્રેમ મગન,
પતી ભક્તિમાં લીન નારીઓ, ક્ષણ નવ જુદાં મન. પ્રિયા.
આર્યસુબોધ સદાએ માગે, ઇશ્વર પાસ વચન;
ભરતભૂમિમાં જોડો જગપતિ, દંપતિ નિર્મળ મન. પ્રિયા.
પ્યારીપર વેહેમો લાવી નર, કરો ન સાહસ કામ;
એ ઉપદેશ જણાવા માટે, ધરી હમોએ હામ. પ્રિયા.
નર નારીનાં જોડાં મળતાં, ગુણ વિદ્યાની સાથ;
સ્વર્ગ સૂખ જાણો જગદીશે, આપ્યું હાથોહાથ. પ્રિયા.
હે ! સદગૃહસ્થો કીધો પૂરણ, ખાંતે ભજવી ખેલ;
ભૂલચૂકની માફી દેશો, નીતી માટ રચેલ. પ્રિયા.
તસ્દી લઇને તમો પધાર્યા, એ ઉપકાર અમાપ;
વાધવિર ચિત આ નાટક જોવા, ફરી પધારો આપ. પ્રિયા.

